# સુખનો મહામંત્ર.

—: તથા :—

## અમૃતબિન્દુઓ.

મૂલ્ય ચાર આના.

॥ ॐ શ્રીં ॥

પ્રગતિ મન્દિર ગ્રંથમાળા

ગ્રન્થાંક ૧૫

# સુખનો મહામંત્ર

તથા

## અમૃતબિન્દુઓ.

લેખક

—શ્રીયુત ઈશ્વરભાઈ જીવાભાઈ

અમદાવાદ.

પ્રસિદ્ધ કર્તા:—

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

પ્રગતિ મન્દિર, વિશ્વજ્યોતિ કાર્યાલય

અડાજણ—સુરત.

રેલ ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે આવેલા

"ઝાંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ

લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

## मनुष्य पोतेज सुख स्वरुप छे.

આ પુસ્તકમાં પ્રતિપાદન કરેલા જીવનમય વિચારોનો અધિક ફેલાવો કરવા ઇચ્છા જણાય તો પ્રકાશક સાથે પત્રવ્યવહાર કરવાથી ફક્ત ખર્ચ જેટલી કિંમત લઇનેજ તેમને જોઇતી અનુકૂળતા કરી આપવામાં આવશે.




**मुक्तनो महामंत्र**—એ પ્રકારનું આ લઘુ પુસ્તકનું સંબોધન અંતરમાં કંઇક વિલક્ષણ જાતિનો ધ્વની ઉપજાવે છે ! આ પુસ્તકમાં જે સામાન્ય છતાં અત્યંત ઉગ્ર ધ્વનિમય, સરળ છતાં અતીવ ગહન આચારપ્રદ અને લઘુ છતાં મહાન્ સત્યાર્થ સૂચક સૂત્રોનું ગ્રથન કરવામાં આવ્યું છે તે એક અંતરબળથી પ્રેરિત પ્રસન્ન લહરિથી સદોદિતપૂર્ણ રહેતા મહાત્માના પ્રસંગાનુસાર લખાયેલા પત્રોમાંથી સુપુષ્પોની પેઠે ચુંટી કાઢી બનાવેલું છે.

નિર્જીવ વસ્તુ અને જીવનમય વસ્તુમાં જેમ ફેર છે તેમ નિર્જીવ શબ્દો અને જીવન-મય શબ્દોમાં પણ છે. અંતઃકરણના બળના વિદ્યુત્ વેગથી ઝળકતા જે શબ્દો હોય છે એકજ ક્ષણમાં વિદ્યુત્નો ચમકારો જેમ દ્વિતીય પ્રકાશ ભૂમિ ઉપર પાડે છે તેમ, ભૂમિ ઉપર સચોટ અસર ઉપજાવે છે, સૂત્રોની ભાષા, તેમાંનો જુસ્સો તથા

તેથી વાચકના હૃદય ઉપર થતી સહસા બળપ્રદ અસરનું જો સુક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરવામાં આવશે તો અવશ્ય વાચકની સંપૂર્ણાંશે ખાત્રી થશે કે જેને " જીવતા શબ્દો " કહેવામાં આવે છે તે વડેજ આ લઘુ ગ્રંથ ઓતપ્રોત થયેલો છે.

પ્રત્યેક પ્રાણી સુખને ઇચ્છે છે અને તે માટે આખું જગત્ અનંત કાળથી સુખની શોધની એકજ દિશામાં પ્રયત્નવાળું છે, સુખનું સત્ય સ્થાન કયું છે તેનો વિચાર પ્રથમ આવશ્યક ઠરે છે. એક સુવર્ણ મુદ્રા એક દીન મનુષ્યને મળે છે તેથી તેને સુખનું ભાન થાય છે. તેજ મુદ્રા એક મહાન્ ધનવાનને મળે છે અને તેને તેથી એટલું મોટું સુખનું ભાન થતું નથી; એની એજ મુદ્રા એક ધનાઢ્ય છતાં અત્યંત કૃપણ મનુષ્યને મળે છે. અને તેથી તેને મહાન સુખનું ભાન થાય છે. વળી તેની તેજ મુદ્રા અથવા તેવી મુદ્રાઓનો સમૂહ હિમાલય કે આબુની ગુફાઓમાં નિવસતા એક સિદ્ધને મળે છે. અને તેથી તેને લેશ પણ હર્ષ શોક કે સુખનો વિચાર સ્ફુરતો નથી. આ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે કે એક

પદાર્થ એકને સુખનું ભાન કરાવે છે. જ્યારે બીજાને તેથી અલ્પસુખનું કારણુ આપે છે. અને ત્રીજાને સુખનો સ્પર્શ પણ કરાવતી નથી. હવે તેની તેજ સુવર્ણ મુદ્રા કોઇ પરોપકારી અને પરગજુ મનુષ્યને મનુષ્યને જડે છે, ત્યારે તેને દુઃખ થાય છે કે જે મનુષ્યની તે ખોવાઈ હશે તેને દુઃખ થતું હશે તેને તે આપી સુખ શી રીતે પ્રકટાવવું, એકજ વસ્તુ સુખ તેમજ દુઃખનું કારણું આ રીતે થાય છે. તેથી આપણે સમજી શકીએ છીએ કે સુખ અથવા દુઃખ પદાર્થમાં નથી પણ મનુષ્યના મનના મંતવ્યમાં છે. મનુષ્યના મંતવ્ય તેના વિચારોને વશ હોય છે અને વિચારો ઉપર સર્વોપરી સત્તા ચલાવનાર આત્માનું બળ અર્થાત્ "આત્મબલ" હોય છે તેથી સુખનો મહામંત્ર એ આત્મબલની પ્રાપ્તિ કરે છે.

આ લઘુ પુસ્તકમાં પ્રત્યેક શબ્દમાંથી આત્મબળનો પ્રવાહ વહેતો અનુભવાશે અને મુખ્ય લક્ષમાં રાખવા યોગ્ય સૂચના તો એ છે કે આ સૂત્રો જે આત્મામાંથી જે સમયે આવિર્ભાવને પામ્યાં છે તે સમયે તેમાં પૂર્ણ બલપ્રદ સંયમની સ્થિતિ અવિચ્છિન્નપણે જામેલી હોવાથી તે પુનિત

વિશ્વકલ્યાણુમાં સર્વદા ઉત્સુક અને નિરંતર આત્મબળનાજ નિર્ભય વાતાવરણમાં ગમે તેવા ભયના પ્રસંગોમાં પણ વહન કરનાર આત્માનું ઓજસ્ તત્કાળ વાંચકના મનને બાજુએ મૂકી આત્મા ઉપરજ સાક્ષાત પ્રભાવને પાડે છે. લઘુ છતાં આ મહાન્ પુસ્તકનું સરળ છતાં ગંભીર રહસ્ય આટલુંજ છે અને આશા છે કે આ ઉલ્લેખનો અત્યંત સૂક્ષ્મ અનુભવ કર્યા પછીજ આ સ્થાને પ્રસ્તાવનામાં એક અનુભવ રહસ્ય નિપુણ અભ્યાસક તરફથી કરવામાં આવ્યું છે તેથી વાંચક વર્ગને સદૃશ અનુભવનું તાદાત્મય થયા વિના રહેશે નહિજ.

આ પુસ્તકને કેવી રીતે વાંચવું એ સંબંધમાં કેટલીક સૂચનાની જરૂર હોવાથી આશા છે કે તે પ્રતિ યોગ્ય લક્ષ આપવામાં આવશે.

ફોટોગ્રાફર સઘળાં સાહિત્યથી તૈયાર હોય છે છતાં જે વ્યક્તિની છબી પાડવાની હોય છે તેને સ્થિર ગોઠવવાની પ્રથમ આવશ્યકતા ગણે છે તોજ બરાબર છબી પડી શકે છે; ટેલીફોન સાંભળનાર બહારના ધ્વનિને અટકાવવા તથા સામેથી આવતા ધ્વનિને

શ્રવણ કરવા કાન ઉપર તેની ભુંગળી રાખે છે તોજ સ્વર સાંભળી શકે છે; તે પ્રમાણે આ પુસ્તકનું અધ્યયન કરનાર, લેખક-આત્માના ધ્વનિ પ્રતિ સ્થિર થાય તોજ તેનું ખરૂં રહસ્ય અનુભવી શકે તેમ છે. અંતરમાં ઉઠતા સર્વ વિચારોને શમાવી જાણે કે તમારા આત્મમાંથીજ આ ગ્રંથનાં સૂત્રોનો ધ્વનિ ઉઠે છે અને તે વિના તમને અન્ય વસ્તુનું સ્મરણ કે ચિંતન તે ક્ષણે થતું નથી એવા ભાવપૂર્વક આ લઘુ સૂત્રોનું વાંચન કરતાં મૂળ લેખકના આત્માની પ્રભા તત્કાલ તમારા આત્મામાંથી જાગ્રત્ થઇ તમને આત્મબલની લહરીઓથી તલ્લીન કરી દેશે અને તમને સ્વપ્નમાં પણ જે સુખનું ભાન નહિ થયું હોય તેવું સુખ પ્રકટાવશે.

હાલ આ મહામંત્રની પ્રથમ માળા વાંચક વર્ગને અર્પણ કરવામાં આવે છે અને ભવિષ્યમાં બીજાં જે પત્રો તથા લેખો પ્રકાશકને મળશે તેમાંથી યોગ્ય સમયે બીજી તેવી માળા ગુંથીને વાંચક વર્ગને સમર્પાશે એ ઇચ્છા પૂર્વક વિરમવામાં આવે છે.

સુરત તા. ૧-૬-૧૯૧૬<br>ગુરૂવાર<br>સં. ૧૯૭૨ જેઠ સુદ ૧ } (સંશોધક શૈલેન્દ્ર

# બીજી આવૃત્તિની

## પ્રસ્તાવના

આપણે જે કાંઈ શબ્દ બોલીએ છીએ તેનું હવામાં કંપન ઉત્પન્ન થઇ તે શબ્દ જે ભાવનો હોય છે તેવી સાંભળનારના મન ઉપર અનુકૂલ વા પ્રતિકૂલ અસર કરે છે. અંગ્રેજીમાં એને વાઇબ્રેશન કહે છે. આ શબ્દોનાં આંદોલનની અસર એટલી બધી હોય છે કે વિધિ પૂર્વક ગોઠવાયલા અમુક એકજ પ્રકારના શબ્દોનું વારંવાર ઉચ્ચારણ કરવામાં આવે તો તેની અસર વાતાવરણમાં અજબ રીતે ઉત્પન્ન થઇ અસાધારણ સામર્થ્ય અને બલને પ્રકટાવે છે. આવા વિધિપૂર્વક ગોઠવાયલા શબ્દોને આપણા શાસ્ત્રકારો મંત્ર શબ્દથી સંબોધે છે. મનન કરનારનું ત્રાણ કરનાર તે મંત્ર ઉપાસકને ઉપાસ્યની સિદ્ધિ કરાવનાર સાધન તે મંત્ર જીવ બ્રહ્મની ઐક્યતા કરનાર શબ્દ તે મંત્ર. અને આ પુસ્તક એવા રહસ્યમય શબ્દોથી ભરપુર હોવાથી તેનું નામ સુખનો મહામંત્ર રાખવામાં આવ્યું છે, તેમાં પ્રતિપાદન થએલા જીવનમય શબ્દોનું જ્યારે વારંવાર રટણ થાય

છે. અને અનુભવમાં દૃઢ કરાય છે ત્યારે તે દુઃખમય જીવનનું પરિવર્તન કરી સાચા સુખને પ્રકટાવે છે.

અને આજ શુભ ઉદ્દેશને લક્ષમાં રાખી આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ પ્રકટ કરવામાં આવી હતી. જનસમાજ તરફથી તેનો સારો સત્કાર થવાથી આજે તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો યોગ આવ્યો છે અને તેથી આનંદ થાય છે.

પુસ્તકની પ્રથમ આવૃત્તિ વખત ઘણા ખરા સજ્જનોએ જનસમાજમાં આવા ઉપયોગી વિચારો ફેલાવાની જરૂર વિચારી તેની એક સામટી નકલો ખરીદી પોતાના તરફથી વહેંચી હતી. આ આવૃત્તિ વખતે પણ તેવી ઇચ્છા ધરાવનાર સજ્જનોને ખાસ સગવડ કરી આપવામાં આવશે.

સુખના મંત્રોને જીવનમાં દૃઢ કર્યા પછી જરૂર હોય તો તે **અમૃતબિન્દુઓની** છે. તેનું પાન કરવાથી મનુષ્ય વ્યાધિ વૃદ્ધાવસ્થા અને મરણભયથી મુકાય છે. અને આ જન્મમાંજ આમ કર્તવ્યને સાધી સર્વ રીતે પૂર્ણ બને છે. તેથી આવૃત્તિમાં પ્રથમ આવૃત્તિના ૧૭૫

મંત્રો આપી ખાસ વધારા તરીકે અમૃત બિન્દુઓનો ભાગ ઉમેર્યો છે. અને અમને આશા રહે છે કે તેનાથી દરેક વાંચકોને સંતોષ થશેજ.

પરમાત્મા લેખક વાચક ઉભયનું કલ્યાણ કરો. એ શુભ ભાવપૂર્વક **હરિ ૐ તતસત**

સંવત ૧૯૭૯ વૈશાખ શુદ ૩ અક્ષય તૃતિયા.

પ્રગતિ મન્દિર<br>
વિશ્વજ્યોતિ કાર્યાલય<br>
અડાજણ-સુરત.

**પ્રભુશંકર નરભેરામ**<br>
**વ્યાસ.**



॥ ॐ શ્રી ॥

# સુખનો મહામંત્ર.



૧ સત્પુરૂષના સંગવડે અમૃતતત્વને પમાય છે તેથી તે હિતકર મનાયો છે. જીવનનું સાચું સ્વરૂપ સમજાયાથી જે સુખ અને ભાનનો અનુભવ થાય છે તે સુખ અને ભાન સત્પુરૂષના સંગથી થાય છે. અસાધુ મનુષ્યનો અજ્ઞાનથી કરેલો સંગ જન્મ મરણ આપે છે પણ તેવોજ સંગ સાધુ જનનો કર્યો હોય તો મોક્ષ અર્પે છે.

૨ ગમે તેવા પ્રતિકૂળ સમયમાં પણ અંતરને દુર્બળ થવા નજ દેવું. અંતરબળ એજ સાચું બળ છે કેમકે અંતરમાં અંતર્યામિતત્વ વિશેષ કરીને પ્રગટ હોવાથી એની નિકટમાં સદા આનંદ, શાંતિ, અભય અને દૈવી બળ ઉભરાયા કરે છે. માટે થોડે અંતરે પણ અંતરમાં સંયમવડે અંતર્યામિમાં અભેદભાન કરતા પરમ પ્રસન્ન રહેવુ.

૩ આ સંસારમાં ભય એવી વસ્તુજ નથી. નિર્ભયતા સિવાય અન્ય કાંઇ છેજ નહિં. અને તેથી ગમે તેવા દુઃખના ઉપરથી જણાતા પ્રસંગોમાં પણ નિર્ભયતાને સદા રક્ષી રહેવી.

૪ અંતર્યામિ તત્વમાં આરંભમાં નિષ્ઠા સ્થપાય છે તે પછી તે તત્વમાં વૃત્તિ નિમગ્ન થતાં સાચી નિર્ભયતા પ્રકટે છે. જ્યાં ત્યાં એ તત્વ વિના વૃત્તિ જોતીજ નથી અને સદોદિત એજ ભાન કાયમ રહેતાં જીવન-મુક્ત દશાનો ત્યાંથી આરંભ થાય છે માટે અંતર્યામિમાં પૂર્ણ વિશ્વાસ, નિષ્ઠા અને તેમાંજ સર્વ છે અને તે અત્યંત નિકટ સમીપજ છે એમ જોતાં પરમપ્રસન્ન રહેવું.

૫ કર્માધર્મી જ્યાં ત્યાં સુખ દુઃખ પ્રાણીઓને અનુભવાય છે, માટે સત્કર્મનું ફળ અવશ્ય સુખજ હોય છે તેથી સત્કર્મ સાધતા વિચરવું.

૬ અંતરમાં અ.શ્રેયકારક સંરક્ષક સત્તાઓ રહેલી છે. તે નિરંતર આપણું રક્ષણ કરે છે. શાંતિના સમયમાં રક્ષણ સત્તાનું સામર્થ્ય વૃધ્ધિને પામે છે. માટે શાંતિ અને સ્વસ્થતાવાળું જીવન ગાળવાની જરૂર છે.

૭ સ્વચ્છતા એ ઉન્નતિનું આરંભક પગથીયું છે. તેથી તન મનની સ્વચ્છતા રાખવી. આપણા ગૃહની, તેમાં પડેલી તમામ વસ્તુઓની અને આપણા વસ્ત્રોની સ્વચ્છતા એ પણ આવશ્યક છે.

૮ જેમનું હૃદયાકાશ સમ, શાંત સ્વચ્છ અને સ્ફટિકવત નિર્મળ છે એવા સાક્ષાત બોધ સ્વરૂપ મહાત્માનો સમાગમ પૂર્વ પુણ્યના યોગથીજ થાય છે, અને એવા મહાત્માઓની જેઓ સેવા કરે છે તેઓ કૃતકૃત્ય થઈ રહે છે.

૯ સત્યના પ્રદેશમાં સર્વ યથાયોગ્ય થયા કરે છે ને હવે પણ થશે શાંત અને મૌનપણે સ્થિરતાથી જે પ્રાપ્તવ્ય હોય તે શાંત રીતે કરતાં પ્રસન્ન રહેવું.

૧૦ પારકા આધારે ન રહેતાં સ્વબળ વડે વૃત્તિ ઉત્સાહ પૂર્ણ રાખશો. કારણ કે બળ માત્ર આપણા અંતરમાંથીજ પ્રકટે છે. જેઓ આત્મબળમાં વિશ્વાસ રાખી કાર્યમાં યોજાય છે અને થોડીવાર નિષ્ફળતા દેખાય તેથી ભય પામતા નથી તે નિઃસંશય ફળને પ્રાપ્ત કરે છે માટે આત્મબળમાં શ્રદ્ધા અને ઉત્સાહ એજ સાચો ફળ પ્રાપ્તિનો ઉપાય છે અને તે આચરણીય છે.

૧૧ ઇશ્વર મનુષ્ય અને જગત એ ત્રણેના સ્વરૂપનું જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે. અને એ સતસંગતિ વડે સુલભ રીતે થાય છે.

૧૨ સહકારી વિચારબળ સર્વ કરવા સમર્થ છે. કેમકે તે એક કલ્પવૃક્ષ સમાન છે.

૧૩ ભવિષ્યમાં આપણે મહાન કાર્યો અને મોટી હિંમત વડે મોટા ઉદ્યોગો કરવાના છે માટે આનંદ ઉત્સાહ સર્વદા આપણામાં જાગ્રત રાખવાં.

૧૪ નિરંતર હૃદયાકાશપર અનંત કલ્યાણનો વરસાદ વરસી રહ્યો છે અને દૈવી સત્તા અમૃત રસને રેડયાજ કરે છે એ ભાવને વૃત્તિમાં રાખતા પરમ પ્રસન્ન રહેશો

૧૫ સત્ય અને સાચી ઇશ્વરાભિમુખ વૃત્તિવાળાને જે પળે જેની જરૂર હોય તે અનાયાસે આવી મળે છે, અને પોતાની સર્વ વ્યવસ્થા નિભે જાય છે. કોઇ વાતે ભય, ચિંતા, વ્યાકૂળતા કે સંકોચ રહેતોજ નથી. માટે અખંડ તૃપ્ત શાંત મસ્ત ખુમારીવાળા અને આંતર વૃત્તિવાળા બની તમારા નિકટ વસેલા પરમાત્મા પ્રતિ અભિમુખતાને સાધી યોગાનંદને અનુભવજો.

૧૬ સર્વોત્તમ ચરિત્રવાળા થવાનો સત્ય આગ્રહ સેવતાં પરમ પ્રસન્ન રહેશો જીવનમાં એજ મુખ્ય સાર જેવી વાત છે.

૧૭ તમને મારનાર અને તારનાર અન્ય નથી પણ તમે પોતેજ છો. વિચાર કરો અને આનું સઘળું રહસ્ય સમજાશે.

૧૮ સર્વત્ર શુભ અને શાંતિ જોનાર મનને સર્વત્ર શુભ અને શાંતિનુંજ ભાન થાય છે, શુભ દૃષ્ટિ જોવાના સિદ્ધ સ્વભાવ વાળા મન આગળ અશુભ આવતુંજ નથી.

૧૯ જ્યાં નીતિ સત્ય અને પવિત્રતા છે ત્યાં હંમેશ જય છે. **यतो धर्म स्ततो जयः** ધર્મ એટલે ડયુટી ફરજ તેને જે બરાબર બજાવે છે તે અવશ્ય વિજયને પામે છે.

૨૦ વાસ્તવ ચારિત્ર્યને રચનાર આત્માશ્રયજ છે. માટે હંમેશા આત્માશ્રયી થજો. સ્વબળ વડે સર્વ કરતાં ઉત્સાહી થાવ. પરબળ ઉપર લેશ પણ લક્ષ ન આપો.

૨૧ શરીરારંભક અણું એકજ અતિ સૂક્ષ્મ હોય છે. તે સજાતિપોષક દ્રવ્ય આકર્ષિને અગમ્ય રીતે ચમત્કારમય સુંદર મનુષ્ય બની અનેક મહાન કાર્યો કરે છે.

૨૨ સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો આદિ નિયમિત પોતપોતાની ગતિવડે કાર્ય કરી રહ્યા છે. તેથી જગત સુખનો અનુભવ કરે છે માટે પ્રત્યેક કાર્યમાં નિયમીતપણું ઉન્નતિ-જનક છે. તેને જે ધારણ કરે છે તે વિજયને અનુભવે તેમા શંકા નથી જ્યાં નિયમ નથી ત્યાં વિજય નથી.

૨૩ રોગ મૃત્યુ અને દારિદ્રય ઉપર જેણે જય કર્યો હોય એવા સત્પુરૂષનો સંગ પ્રાપ્ત થતાં જ્ઞાનનો અંતઃકરણમાં પ્રકાશ થાય છે.

૨૪ સલાહ, શાંતિ, આનંદ, ઉન્નતિ, ઉત્સાહ, લક્ષ્મી, આરોગ્ય, જીવન, માનસ વિકાસ, બુદ્ધિ, વૈભવ, સર્વોત્તમ રીતે સુખમય જીવન ગાળવા હંમેશા સાવધાનતા, ઉન્નત વિચારો, નિશ્ચયો, આચરણો અને અપાર પ્રસન્નતા એજ મનુષ્ય જીવનનું સાચું સાધન છે. બાકીનું પશુ જીવન ગણાય છે.

૨૫ તમે જાણો છો કે તમે સાક્ષાત પરમાત્માના અંશરૂપ મનુષ્ય છો.

૨૬ અત્યંત કષ્ટ કરીને કોઇ પણ વ્યવહાર કે પરમાર્થ કરવાં નહિ. સામાન્ય યત્ને

શાંતિપૂર્વક થાય તેજ કરવાનું છે. આંતર સ્વસ્થતા જાળવીનેજ બધું કરવાનું છે. બાકી વૃથા આયુષ્યનો ક્ષય ન કરવો.

૨૭ પરોપકાર નમ્રતા અને સર્વોત્તમ સદ્‌ગુણ જેનામાં ચરિતાર્થ થાય છે તે જ્યાં જાય ત્યાં વિજયને મેળવે એમાં શંકા નથી.

૨૮ જેવું પોતાનું તેવું પારકું સમજનાર સાચો સદ્‌ગુણી છે.

૨૯ સત્યાચરણ એજ સર્વોત્તમ છે.

૩૦ શ્રદ્ધાળુ, શાંત, અને આનંદી જીવન સ્વભાવથી પ્રસન્નતા પ્રકટાવે છે.

૩૧ અંતરાત્મામાંજ સર્વ છે તેમાં સંયમ કરવાની કળા સિદ્ધ કરતાં પરમ પ્રસન્ન રહેશો.

૩૨ માનસ તથા શારીરિક બળ પ્રાપ્ત કરવાને માટે બાહિર વૃત્તિને છોડી અંતર્મુખ થાઓ સાચું બળ તેમાંથીજ મળે છે. જેમ પાતાળ ફુટેલા કુવામાંથી ગમે તેટલું પાણી કાઢવામાં આવે તો પણ પાણી ખુટતું નથી તેમ અંતરમાંથી જેટલું જોઇએ તેટલું બળ-આહેવામાં આવે તો પણ તે ખુટતુંજ નથી. બળને ઉત્પન્ન કરવાનો તે અખુટ ઝરો છે.

૩૨ નવીન જ્ઞાનની પ્રબળ ઇચ્છા રાખ્યા કરતાં જે જ્ઞાન તમે ગ્રહણ કર્યું છે તેને આચારમાં ઉતારો તેમ ન કરવાથી અને નવીન નવીન જાણવાની ઇચ્છા રાખવાથી અજીર્ણ થાય છે તે કરતાં પચાવવું બળપ્રદ છે.

૩૩ અનેક મનનાં મંતવ્યોથી દૂર રહેતાં શીખો.

૩૪ સારા માણસને કદી નુકશાન થતુંજ નથી.

૩૫ આપણા અંતરમાં પરમાત્મ સત્તાજ કાર્ય કરી રહી છે અને તે પ્રત્યેકને યોગ્ય સલાહ અને યોગ્ય સ્ફુરણ કરે છે. માટે અંતર્યામિમાં એક થનારને અધિક એ સત્તા સાથે અભિમુખ થવા અનુકૂળ પડે છે. તેથી પૂર્ણ ઉત્સાહ વડે શુભ ભાવના કરતા રહેશો.

૩૬ સત્ય વસ્તુ એક સ્વસ્વરૂપ છે અને તેની સાથે જે ભાગ્યશાળી પુરૂષો પોતાની વૃત્તિને નિરંતર જોડી રાખે છે તેમને ત્રિભુવનમાં કોઇથી ભય નથી. તેમને ઇચ્છાનુકૂલ વૈભવ, જ્ઞાન, સામર્થ્ય સર્વ મળે છે અને મૃત્યુને પણ આજ શરીરમાં જીતી અજરામર થાય છે.

૩૭ શ્રી ઇષ્ટામૃતથી યોગક્ષેમનુ વહન થાય છે. સમગ્ર વ્યવહારમાં શ્રી ઇષ્ટ સ્મરણુરૂપ સૂત્ર વડે આપણાં ક્રિયાત્મક પુષ્પોને ગુંથવાનાં છે અને વ્યવહારના અવધિએ તે પુષ્પમાળા અંતર્યામિ પ્રભુને અર્પણ કરવાની છે. આ પ્રમાણે ક્રિયા કરનાર સક્રિય છતાં અક્રિયજ ગણાય છે, અને આ પ્રમાણે સકર્મ છતાં અકર્મપણાને અનુભવી શકાય છે, જે આવી રીતે કાર્ય કરે છે તેને પ્રત્યેક કાર્યમાં સરળતા શાંતતાં અને ઉત્સાહ કાયમજ રહે છે. માટે સામાન્ય વેગથી કાર્ય સરળપણે થાય તેજ કર્તવ્ય છે. ઉતાવળાથી કરેલાં કાર્યોમાં વિજય આવતોજ નથી.

૩૮ સૂર્ય એજ જીવન છે અને એના વડેજ જગત્ જીવે છે, आदित्यांतरज्योति વડે મનુષ્યો જો તે જ્યોતિનું ધ્યાન કરે છે તો બહુ સૂક્ષ્મમતિ થાય છે, અને પૂર્ણ આરોગ્ય મળે છે.

૩૯ જ્ઞાનનો આચારમાં ઉપયોગ થાય એજ સાચું જ્ઞાન છે.

૪૦ આ વિશ્વમાં વિરોધ થવામાં મુખ્ય હેતુ વક્તા, શ્રોતા, લેખક, વાચક વગેરેનો એકતાર નથી થતો તે છે. આ

એકતાર એક બાજુથી બહુ ખેંચાયાથી થતો નથી પણ ઉભય ખુંટીઓને વ્યવસ્થિત રાખી મધ્યબિંદુનું બળ જમાવવાથી પ્રાપ્ત થાય છે.

૪૧ સદ્દગુણ અને નીતિ એ ગુણ વડે મનુષ્યો જય પામે છે.

૪૨ વિચારોનું અંતરમાં બળ કે નિર્બળતા હોય છે જેવા વિચાર તેવું બળ, જેવું બીજ તેવું ફળ. માટે ઉત્સાહી. ચૈતન્યમય, શાંત ધૈર્યમય, તત્ત્વમય અને આનંદમય વિચારો નિરંતર સેવી શરીરે મને અને આત્માએ કરી પુણ્યબળમય પૂર્ણ આનંદી સ્થિતિ કાયમ રાખશો.

૪૩ સત્પુરૂષો તો ઉપકારનો બદલો માગતાજ નથી પણ તેને દાન તરીકે ગણે છે એજ તેમનું મહત્વ છે.

૪૪ મનુષ્યના હૃદયમાં જે ઉચ્ચ વિચાર છે તેજ સાચી વિજળી છે, અને તે સચોટ અસર કરે છે. તો જેઓ નિરંતર ઉચ્ચ વિચારમાં રમણુ કરતા હોય તેમનામાં અત્યંત વિદ્યુન્મય પાવર (Magnetism) હોય છે. તેને કશુંજ કાર્ય અશક્ય નથી.

૪૫ માયા પ્રદેશમાં ક્વચિત્ વિરલ અંતઃકરણમાં ચિતિચુતિ ઝળકે છે. પરમાત્માની દિવ્ય કલા આપણા નિખિલ વ્યવહારમાં ઓતપ્રોત થયેલી અનુભવાય અને આપણું સ્વાભિમાન નિવૃત્તિ થાય તો જ્યાં ત્યાં સ્વરૂપાનંદનો સાક્ષાત્કાર થયા વિના રહી શકે તેમ નથી.

૪૬ જેમ સૂર્યના તેજ વડે જળમાં પચરંગી પરપોટા થાય છે ને અળપાય છે તેમાં સૂર્યને હર્ષ કે શોક નથી તેમ ચિદ્ચૈતન્ય વડે વૃત્તિઓ કામ કરે છે તે વૃત્તિઓમાં અનેક તરંગ થાય તેમાં સાક્ષી આત્મા તો સૂર્યવત પ્રકાશક છે; અને તે આપણે છીએ એ નિશ્ચયને ગ્રહણ કરી સર્વદા વિચરશો.

૪૭ સુખની ઇચ્છાને માટે હંમેશાં સ્વસ્થ શાંત થઇ જપ ધારણા વા સંયમ પ્રતિદિન નિયમિતપણે કરતા રહેશો. જે સંયમ વડે જ્ઞાનાદિ બુદ્ધિનું સામર્થ્ય, નીતિ આદિનું સામર્થ્ય, અને નિરોગત્વાદિ શરીર સામર્થ્ય પ્રકટ ન થાય તે સંયમ વાસ્તવ સંયમ નથી પણ સદોષ ક્રિયા છે માટે ઇષ્ટાનુગ્રહવડે સંયમ સાધવાની કળા સિદ્ધ કરી વૃત્તિ નિરોધ આદિના પ્રકારનું

જ્ઞાન પ્રાપ્ત કરી તે ક્રિયા વડે કૃતકૃત્ય બની રહેશો.

૪૮ વૃત્તિમાં ઉત્સાહ રાખી પરમતત્વમાં જેમને સાચી વિશ્રાંતિ લેતાં આવડે છે એમની શાશ્વતિ શાંતિના બળ વડે મનમતિ ઓજસ પૂર્ણ થાય છે. માટે તમ રે પણ પરમતત્વ કે જે બુદ્ધિ પ્રદેશના પર ભાગમાં છે ત્યાં શાંતિનાં ઝરણાંમાં નાહ્યા કરતાં પરમ પ્રસન્ન રહેવું.

૪૯ રોગ મૃત્યુ અને દારિદ્રયનો નાશ કરવા અભ્યાસક્રમ કરનાર કોઇ કાર્યમાં દૈન્યને સેવતા નથી.

૫૦ આંતર આત્મસ્ફુરણનો પ્રવાહ ઓળખીને તે ગંગામાં પાવન થનાર કોઈ પણ પાપથી લેપાતો નથી.

૫૧ સ્થાઠ જ્ઞાનજ કાર્ય કરે છે. તેથી આંગતુકમાં બહુ વૃત્તિને ન રમાડવી.

૫૨ ભય એ અન્ય કોઈ વસ્તુ નથી પણ તમે તમારી જાતેજ ઉત્પન્ન કરેલી કલ્પના છે.

૫૩ સર્વ બળમાં અધ્યાત્મબળ શ્રેષ્ઠ છે. તે મેળવવા આરંભમાં સત્ય અહિંસા અસ્તેય અપરિગ્રહ આદિ નિયમો દૃઢ કરનાર સંયમમાં

આગળ વધે છે. રોજ સંયમ કરવાની જરૂર છે. તેનાથી હૃદયમાં બળ વધે છે અને સર્વ રીતે રક્ષણ થાય છે.

૫૪ પરમાત્મા અને પોતાના કર્મમાં જે મનુષ્યને વિશ્વાસ હોય છે તેને કશાથી ભય ચિંતા થતાંજ નથી. માટે શુભ કર્મને કરતાં પ્રસન્ન રહેવું. પરમાત્મસત્તા સર્વ અનુકૂળ કરશે એ ભાવને જાગ્રત રાખવો.

૫૫ પરમાત્માના વિશ્વ વ્યવસ્થાપક-પણામાં કંઇ ભુલ નથી જે જે સમયોચિત હોય છે તે તે સમયસર થયા કરે છે.

૫૬ વિશ્વની અન્ય નાશક ક્રિયાઓમાં પરિણામે સાર કંઇજ નહિ અને પારમાર્થિક ક્રિયા તો ફળ આપનારીજ છે.

૫૭ શાંતિ અને બળ ઉભય મગજમાં સાથે ઉભરાય એવી ભાવના કરતા રહેશો.

૫૮ આનંદ એજ જીવન છે. માટે એની કળા ઝાંખી થાય એવું કંઇજ ન કરવું.

૫૯ મહાન ઉદય દૈવી પ્રભા પૂર્ણપણે અનુભવશો. આત્મ સૂર્યજ્યોતિ વિશ્વમાત્રના અધિષ્ઠાન રૂપ છે તેમાં સંયમ કરતાં તે પૂર્ણ બળ અને ઓજસ્ અણુ અણુમાં પ્રફુલ્લ-પણે ફેલાવશે.

૬૦ સર્વોત્તમ ઉચ્ચ કૃતિવાળું જીવન એજ બળવાન ગણાય છે તેથી શુભ ગુણને વધારતા તેમાં સ્થિર થતા આનંદમાં રહેશો.

૬૧ આત્મબળવડે નિરંતર ઉત્સાહી હૃદયમાં અદૃષ્ટસત્તા દૈવી બળને રેડયાજ કરે છે.

૬૨ દૃઢ બોધ અને ધૈર્યવડે મનુષ્યો પરમ પદને મેળવે છે.

૬૩ આશા અને ઉત્સાહવાળું જીવન ઉન્નતજ થયા કરે છે.

૬૪ સુખ દુઃખમાં સમબુદ્ધિ **समत्त्व-योग उच्यते** એ ન્યાયે સમતા એજ ઉત્તમ ગુણ છે. અને તે જેનામાં છે તેને ધન્ય છે.

૬૫ કર્મની ગહનગતી હોવાથી કોને ક્યારે કેવાં શુભાશુભ કર્મનું ફળ ભોગવવું પડશે તે નક્કી નથી. માટે વર્તમાન સમયમાં શુભ કર્મ અને શુભ વિચાર હરહંમેશ કરવા. એમાં જે વ્યાપૃત રહે છે તે ભવિષ્યના કષ્ટમાં કદીજ આવતા નથી.

૬૬ સર્વ સમયમાં નિશ્ચિંત શાંત પ્રસન્ન અને પૂર્ણત્વની એટલે સંતોષાત્મક સ્થિતિ અનુભવવી. અને વર્તમાન શરીરમાંજ મુક્તત્વ પ્રાપ્ત કરવું એજ સાચું કર્તવ્ય છે. તે પ્રતિ લક્ષ રાખતાં અન્ય કાર્યોને ગૌણપણે ગણવાના છે. બાકી મુખ્ય કાર્ય એકજ છે.

૬૭ પ્રસન્ન રહી કામકાજ કરવાથી આનંદ વધે છે. અને તેથી **अव्याकुलस्य चित्तस्य बन्धनं विषये किंचित** એ ન્યાયે મુક્તપણે અવ્યાકુલ રહી કામકાજ કરજો.

૬૮ વાસ્તવ સાચા જ્ઞાનવાળાના સંગ અને સહવાસવડે શાંતિવાળો નિગૂઢ આનંદ થાય એ યોગ્ય છે. જે જે જાણવાની તથા અનુભવવાની ઇચ્છા અંતઃકરણમાં હોય તે તેવા પુરૂષના સંગથી પૂર્ણ થાય છે. માટે નિશ્ચિંત રહી શંકા વગર તેવો સંગ સેવવો ઉચિત છે.

૬૯ દેશકાળ અને સમયપરત્વે સાવધાનતાજ ઉચિત છે.

૭૦ નિત્યક્રમ નિયમિત ચાલતો રહે તોજ મનને આનંદ થાય છે.

૭૧ પરમાત્માની કૃપા જેમના ઉપર હોય છે તેમને જ્યાં ત્યાં આનંદ વર્તે છે.

૭૨ વૃત્તિમાં આત્મચિંતન કર્યા કરવાથી બળનો સમુદ્ર આપણામાં ઉભરાય છે.

૭૩ પૂર્ણત્વનું ભાન સદા માટે કાયમ રાખીને દૈવી સંપત્તિ પૂર્ણ અણુઅણુમાંભરેલી અનુભવશો.

૭૪ આ ભવપ્રવાસમાં અનેક પ્રવાસીઓ વિવિધ સંસ્કાર સંબંધવડે આવી મળે છે અને સંસ્કાર પુરો થવાં ભવપ્રવાસની દિશા બદલાય છે. પોતાના સંબંધીઓ પ્રતિ વાભાવિક મમત્વ હોય પણ જ્યાં કશુંજ સામર્થ્ય જીવોનું ચાલતું નથી ત્યાં નિરૂપાય થવાય છે.

૭૫ આ જગતમાં સાચું જ્ઞાન અને તે અનુસાર સામર્થ્ય જો કાંઈ મેળવાય તોજ તે ઉપયોગનું બાકી સામર્થ્ય વિનાનું જ્ઞાન કશુંજ કરી શકતું નથી.

૭૬ જ્યારે શાંતિથી જપ કરવામાં આવે છે ત્યારે તમારા હૃદયમાં અદૃષ્ટ સત્તા દૈવી બળને ગુપ્ત રીતે રેડયાજ કરશે. અને તેથી તમારાં મનમતિ વિશુદ્ધ અને બળવાળાં થશે.

૭૭ હૃદયની પવિત્રતા ચારિત્ર્યને સર્વોત્તમ બનાવે છે. અને તે વડે સર્વોત્તમ ઉન્નતિ સધાય છે.

૭૮ તમારા દરેક કામમાં પ્રથમ પ્રયત્ન કરો અને પરમાત્માની પ્રાર્થના કરતા જાઓ જે જે સમયે જે જે સહાયની તમને જરૂર હશે તે પ્રાપ્ત થશે.

૭૯ સુખ અને દુઃખનો રાત્રિ દિવસની માફક વારાફરતીજ આવવાનો સ્વભાવ છે. માટે આપણે કર્મ કરતાં હંમેશા સાવધાનતાનેજ સેવવી. અશુભ અને અયોગ્ય કર્મ આપણે નજ કરવાં કે જેથી ભવિષ્યમાં તે કર્મના ફળરૂપ દુઃખ નજ ભોગવાય. अवश्यमेव भोक्तव्यं कृतंकर्म शुभाशुभं विना भोगेन मुच्यते कल्प कोटि सतै रपि: । એ ન્યાય પ્રમાણે આપણે શુભ કર્મ કરવાનોજ દૃઢ નિશ્ચય રાખવો ઘટે છે. શુભ કર્મ કરીશું અને આપણા કર્મમાં આપણે વિશ્વાસ રાખીશું તો પરમાત્મસત્તા યોગ્ય સમયે યોગ્યજ કરતી હોવાથી આપણે કશાથી ડરવાનુંજ રહેતુંજ નથી.

૮૦ બહારથી નિર્દોષ દેખાવાનો પ્રયત્ન આજે કેટલાએક મનુષ્યો કરતા જોવામાં આવે છે. પણ જો આ નિર્દોષતા તેમના અંતરની નથી હોતી તો જગત તેમને નિર્દોષ ઠરાવતું નથી.

૮૧ સંસારનો અભ્યુદય સાહસ વિના થતો નથી અને સાહસ યૌવન તથા આત્મબળ વિના ખેડાતું નથી. આ ઉભય જેનામાં છે તેનું સર્વ યોગ્યજ થાય છે.

૮૨ અભ્યુદય અને નિશ્રેયસની ભૂમિકા જુદી જુદી છે. અને જોડે એની સંયોગી ભૂમી હોય છે તો પણ તે ભૂમી ઘણી સાંકડી અસિધારા જેવી હોય છે તેને તરી એક અથવા તેની સામી ભૂમિકા ઉપર પગ માંડી રહેવું જોઇએ. નહિ તો સંયોગી ભૂમિ ઉપરથી પગ ખસતાં એ બાજુના સમુદ્રમાં અભિમાનીને ગોથાં ખાવાનું થાય છે. માટે નિશ્ચયાત્મક વૃત્તિ વડે સત્ય સંકલ્પપૂર્વક ધારેલા વિશુદ્ધ કાર્યને આનંદવડે નિષ્ઠાપૂર્વક કરતા સુખી રહો.

૮૩ નિરંતર શુભ અને નિર્ભય રહેવાની ભાવના સેવતા રહેશો.

૮૪ અંતઃકરણની સંપૂર્ણ શાંતિ અને સ્વસ્થતા નિરંતર જાળવતા પરમ પ્રસન્નપણે વૃત્તિની શાંતકળાનો અભ્યાસ સેવવા બનતી સાવધાનતા સેવનારને પ્રત્યેક કાર્યમાં વિજય, અને સત્યવડે પરિણામિ ફળ દૃષ્ટિએજ આવે છે.

૮૫ ચિત્ત પ્રસાદ એ મહાન પુણ્ય યોગે પ્રાપ્ત થતાં વિકટ હાનિના પ્રસંગોમાં પણ ચિત્ત આનંદમાંજ રહે છે. આને માટે ઉપાય પણ

વર્ણવેલા છે. **एकांतवासो लघु भोजनादि मौनं निराशा कर्णावरोध मुनेरसो संयमने षडैत चित प्रसादं जनयन्ति शिघ्रं** એકાંતવાસ, લઘુ ભોજન, મૌન, નિરાશા, ષણ્મુખી કર્ણાવરોધની મુદ્રા એ ષડ સંયમવડે ચિત્ત પ્રસાદ પ્રકટે છે.

૮૬ ગમે તેવા કષ્ટના પ્રસંગમાં, ગમે તેવી વિપત્તિમાં, અને ગમે તેવી પ્રતિકૂળ સ્થિતિમાં પણ જે તેનાથી વિકળ થતો નથી અને પ્રયત્ન ચાલુ રાખી પરમાત્માને પ્રાર્થે છે તેને પરમાત્મા અવશ્ય મદદ આપ્યા સિવાય રહેતા નથી.

૮૭ સુવર્ણને શુદ્ધ કરવા જેમ અગ્નિમાં તપાવવામાં આવે છે તેમ મનુષ્યની ગુપ્ત શકિતઓને ખીલાવવા તેને દુઃખ આવે છે. તેથી દુઃખના સમયમાં વ્યાકુલ ન થતાં એ આપણી કસોટીનો પ્રસંગ જાણી આપણામાં અમણું બળ પ્રકટાવવું જોઇએ.

૮૮ કર્તવ્યમાં અપ્રમાદ એજ આપણા ભૂષણરૂપ છે. જે પોતાના કર્તવ્યમાં નિરંતર યથાર્થ જાગ્રત રહે છે તે પરમ ભાગ્યશાળી છે.

૮૯ જેમ મહાભયંકર સર્પની દંષ્ટ્રા કાઢી નાંખ્યા પછી ગારૂડી નિર્ભયપણે તેનાથી

વ્યહાર કરે છે, તેમ અભ્યાસ અને વૈરાગ્યરૂપ પાંખોવાળી સાણુશીથી અનર્થંકર નામરૂપાત્મક પ્રપંચ સર્પની વિષયમયી અવિદ્યા દૃષ્ટાને ખેંચી કાઢયા પછી પરમાત્માના સચ્ચિદ્દઘન વિલાસરૂપે પલટાઇ ગએલા પ્રપંચરૂપ સર્પથી હવે ભય પામવાનો નથી પણ તેની સાથે રમતાં સ્વરૂપાનંદને સેવતાં વિષયીજનોને ગારૂડીવત્ આશ્ચર્ય પમાડવાનુંછે.

૯૦ આ પ્રતિત થતું વિશ્વ ગંધર્વનગર સમાનજ તત્વદૃષ્ટિ અનુભવે છે. તેથી **संयोगश्च वियोगश्च वर्तते न हि ते न मे** એ ન્યાયે વાસ્તવ દૃષ્ટિમાં સંયોગ વિયોગ સંભવતોજ નથી.

૯૧ જ્યાં સમસર્વત્ર ચૈતન્ય વિલસી રહ્યું છે ત્યાં અનંત વિશ્વ વડનું વૃક્ષજ પ્રકૃતિ પ્રદેશમાં સંભવે તેમ શુદ્ધ ચૈતન્યની ભાવનામાં **सर्वंखल्विदंब्रह्म** આ બધુંજ બ્રહ્મ રૂપ છે ત્યાં હર્ષ કે શોક સંભવતોજ નથી

૯૨ પાન્થશાળાના પ્રવાસી માફક આ સંસારમાં આપણો સંબધ છે. અને તેમાં સર્વજ પ્રવાસી છે તો તેમાં કોણ કોની સ્પૃહા કરે ? માટે હું શાંત સંતુષ્ટ અને

સ્વસ્થ છું એ ભાવને વૃત્તિમાં જાગ્રત રાખતાં નિજાનંદમાં વિહરવું એજ પરમ કર્તવ્યરૂપ છે.

૯૩ અંતરમાં વિશાદ પ્રકટે તે પ્રતિ અલક્ષજ કર્તવ્ય છે. ધન જવાનું થાય છે ત્યારે અનેક દ્વારથી જાય છે. તેમ આવવાનુ થાય છે ત્યારે અનેક દ્વારથી આવે છે, રાત્રિ દિવસ મનુષ્યો ધન માટેજ ચિંતાવાળા જણાય છે પણ સઉથી અગત્યનું અને મહાન આપણું આયુષ્ય તેની ક્ષણો જાય છે તે પ્રતિ લક્ષ આપવાની જરૂર છે.

૯૪ દુઃખના સમયમાં ગભરાવું નહિ પણ ભવિષ્યની ક્ષણોનો ઉત્તમ લાભ લેવા તથા તે ક્ષણો સર્વોત્તમ કેમ જાય અને સુખમાં વધારો કેવી રીતે થાય એવા વિચાર કરવા. તથા આચારવડે સુખી શાંત જીવન ગાળનાર કોઇ જડી આવે તો તેના સંગને સેવવો તેમાંથી સઘળું સિદ્ધ થશે.

૯૫ ગત પ્રસંગનો શોક કર્તવ્ય નથી. તેથી તે ભૂલી જઇ ભાવિના ઉત્તમોત્તમ વિચાર અને ઉત્સાહને વધારી આનંદથી કાર્યમાં યોજાવું એજ સર્વોત્તમ છે.

૯૬ **સ્વધર્મસૂત્રેણ ગ્રથિતો હિ લોક** એ ન્યાયે કર્મસત્તા વિવિધરૂપ શુભાશુભ

કર્મના ફળના ભોગ આપી નિવૃત્ત થાય છે તેમાં તત્વદ્રષ્ટિપ્રાપ્ત પુરૂષ પ્રત્યેક પ્રાપ્ત સ્થિતિમાં આનંદમાંજ રહે છે.

૯૭ મનુષ્યોને અનંત પુણ્યકર્મોના ફળરૂપે સાચી તત્વદ્રષ્ટિ ઉઘડે છે. અને તે ઉઘડયા પછી સાચી નિર્ભયતા પ્રકટી સમવૃત્તિ રહે છે.

૯૮ સર્વના હૃદયમાં પરમાત્મા છે. અને તેથીજ આપણે નિર્ભય છીએ. પરમાત્મા જે રીતે હીત થતું હશે તેજ માર્ગે દોરશે એ ભાવને વૃત્તિમાં આરૂઢ રાખતા પરમ પ્રસન્ન રહેશો.

૯૯ તત્વજ્ઞાન વગર બધું રદ છે. સાચી શાંતિ અને પૂર્ણત્વ તત્વનિષ્ઠા વિના મળતાંજ નથી. એ જ્ઞાનમાં જેની રૂચી પ્રકટે છે તેજ સાચો ભાગ્યશાળી છે.

૧૦૦ વિચારની કળા હંમેશાં સર્વોત્તમ ઉચ્ચ કક્ષામાં રાખવાની ટેવ પાડશો.

૧૦૧ અત્યંત શાંત થાઓ ગુણાતીત વસ્તુમાં અભેદભાવે અનુભવ કરો. જ્યાં સંકલ્પ વિકલ્પ થતા નથી એવા સ્વરૂપ સામ્રાજ્યને પામો.

૧૦૨ સ્થિર પૂર્ણ અને નિરંતર પ્રસન્નતા ઉપજાવે એવા સ્થાનમાં વસો. યોગક્ષેમ કરનાર સત્તામાં પૂર્ણ નિષ્ઠાવડે અભિમુખ થઈ ચિંતાથી મુક્ત થાઓ.

૧૦૩ કર્તવ્યમાં અપ્રમાદ એજ આપણા ભૂષણરૂપ છે. જે પોતાના કર્તવ્યમાં નિરંતર યથાર્થ જાગ્રત રહે છે તે પરમ ભાગ્યશાળી છે. સર્વ કાર્યો પ્રસન્ન ચિત્ત અને આરોગ્ય-પૂર્વક કરવાનાં છે.

૧૦૪ પરમાત્મતત્વ બ્રહ્મતત્વ એ કેવળ Energy નું બીજું નામ છે. માટે જીવનને પ્રાપ્ત કરવાના અને તેને સંરક્ષવાના ઉપાયો જાણવા એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.

૧૦૫ તમારાથી વિરોધી થયલા સંબંધીને અનુકૂલ કરવા ઇચ્છા છે ! તો તેને માટે એક સરળમાં સરળ ઇલાજ છે. અને તે એજ કે તમો તેના ઉપર પ્રેમ પ્રવાહ વહેવડાવો. ભલે તે તમારો દ્વેષ કરતો હોય પરંતુ તમે તો પ્રેમજ કરો. પ્રેમનું સામર્થ્ય એટલું બધું અપરિમિત છે કે તે ધારે તે કરી શકે છે.

૧૦૬ મનુષ્યો જેટલા જેટલા પોતાના સ્વરૂપને અભિમુખ થાય છે તેટલા પ્રમાણમાં સુખ પણ તેમને અભિમુખ થતું જાય છે. કેમકે સુખનું ખરૂં મૂળ તેજ છે. જગતની વ્યવહાર ખટપટથી ભરેલાં કામોમાંથી વૃત્તિને સંકોચી ધીમે ધીમે અંતરમાં ઉતરવાનો અભ્યાસ કરો. આ કામ સર્વથી બની શકે એવું છે.

૧૦૭ આપણા પ્રિય પ્રવાસી અનંત કાલમાં અમુક વર્ષ નામક ટુંકી તિથિરૂપ સમય સુધી આપણી પાસે રહી સદ્સંસ્કારો ગ્રહણ કરી અત્યુચ્ચ સ્થાનની યોગ્યતાને પ્રાપ્ત કરી તે ઉત્તમ સ્થાને પધાર્યા તેથી શોક કર્તવ્ય હોયજ નહિ. પણ એમના પ્રતિ આપણા અંતઃકરણથી વિશેષ વિશેષ ઉત્તમતાને પ્રાપ્ત કરે જાય તેવા સંસ્કારોનેજ પ્રેરવા તથા તે પ્રેરીને અધિક સંતોષ માનવો એજ આપણું કર્તવ્ય છે.

૧૦૮ મનુષ્યનું મરણ થયા પછી તેનું શબ પડી રહે છે તે પણ આપણને એક પ્રકારનો બોધ આપે છે. આ બોધ મૂકત્વની ભાષામાં છે. જીવનનાં સ્થાનો મુખ્ય હૃદય અને મગજ એ બે છે. તે યંત્રોમાં શિથિલતા

થતાં જ્યારે વિકાર અત્યંત વધી જાય છે ત્યારેજ જીવનની પ્રતીતિ નષ્ટ થતી દેખાય છે. અન્ય અનેકને કર્તવ્યરૂપ ગણી જીવન-બળનો અથાગ ક્ષય થતો જોવામાં આવે છે જીવન પ્રતિ પોતાના પ્રેમના પ્રમાણમાં બને તેટલા અંશ એ હૃદય તથા મસ્તકમાંના યંત્રોના નિયમના કુદરતના કાયદાઓનું તથા જનસમુહના તથા આપણા અને ખાસ મહાત્માઓના અનુભવોનું અધ્યયન કરવુ અને તે યંત્રો જેમ અધિક બળવાન થાય તેમ કરવાં એ આપણને બોધપ્રદ છે.

૧૦૯ સાચી તૃપ્તિનો વિષય ધન નથી. સાચી તૃપ્તિનો વિષય સ્ત્રી નથી. સાચી તૃપ્તિનો વિષય પુત્ર નથી પણું સાચી તૃપ્તિનો વિષય તો આત્મનિષ્ટાજ છે. આત્મામાં જ્યારે અભિમુખતા સધાય છે ત્યારેજ સાચી તૃપ્તિ મળી શકે છે.

૧૧૦ સત્પુરૂષો સાચા સુખ સ્વરૂપજ છે. એમની પાસે દીનત્વ, દુર્બળતા, કષ્ટ, વ્યાધિ વગેરે કદી આવતાંજ નથી. એમની શિખરે વૃતિ કાયમ રહેતીજ અનુભવાય છે. એમને કોઇ રીતે સંકોચ થતો નથી, એમનો ઉદાર શાંત અને સ્વચ્છ આણું આણુંમાં વિલા

વડે શોભતાજ છે. તુચ્છ મતિના, લોભી અને દ્રવ્યની લાલસાવાળા મનુષ્યો એમને કોઇ કાળે ઓળખી શકનાર નથી. તુચ્છ વિષયમાં રાત્રિદિવસ વલખાં મારતાં જીવડાં એમના સાચા સ્વરૂપને ક્યાંથી જાણી શકે? સત્પુરૂષને દ્રવ્યની લેશ પણ સ્પૃહા નથી. ફક્ત સાચા પ્રેમનીજ છે. પોતાના દુશ્મન ઉપર પણ તે તો સદા પ્રેમજ વર્ષાવે છે.

૧૧૧ દ્રવ્ય એ કર્માધીન સંસ્કાર વડે પ્રાપ્ત થતો પદાર્થ છે. દ્રવ્યની અંદર અમૃત પણ છે અને વિષ પણ છે. ઉપયોગ કરનારની વિદ્યા ઉપર તે આધાર રાખે છે. માટે વિદ્યામાંજ પ્રીતિવાળા થવું એ કર્તવ્ય છે.

૧૧૨ આખી પૃથ્વી જાણે સુવર્ણથી ભરેલી હોય તેનું સ્વામિત્વ હોય તેને જેવો સંતોષ રહે તેનાથી પણ અધિક સંતોષ વિદ્યાવાન પુરૂષને રહે છે. માટે વિદ્યામાં પ્રીતિવાળા થવું એજ કર્તવ્ય છે.

૧૧૩ નિર્મળ જીવન ગાળવાની સાચી ઇચ્છા અને કૃતિ રાખશો. પરમાત્માનેજ હૃદયમાં નિકટતમ જોશો. પરમાત્મસત્તા નિરંતર જાગ્રત અને સાવધાન છે. માટે તે સત્તા પ્રતિજ વૃત્તિનો વેગ કાયમ વાળતા રહેશો.

૧૧૪ અંતરની સ્વસ્થતા તથા શાંતિને જાળવી જે તે કાર્ય કરે જશો. તેમાં અત્યંત જીવન ઘસાય અને અંતરનો વેગ અત્યંત વ્યય કરવો પડે તેવું કરી દ્રવ્યની સ્પૃહા કરશો નહિ. દ્રવ્ય તો અવસ્ય ભાવિ સમયે અનાયાસે આવી મળશે. જીવનને માટે દ્રવ્ય છે. દ્રવ્ય માટે જીવન નથી. તેથી જીવનની કિંમત ઓછી આંકશો નહિ.

૧૧૫ શાંતિને અનુભવવાની સરળ ક્રિયા ઉદય પામતા સૂર્ય ભગવાન પ્રત્યક્ષ વિષ્ણું તેમનું ધ્યાન ઋગ્વેદના મંત્રોવડે તથા તેની તેજસ્વીતા અંતર બહિર અને પ્રતિકરૂપે કરશો. આ સઘળી રીત તત્વવિદ્ મહાપુરૂષને જ્ઞાત હોય છે. માટે તેમની પાસેથી શીખી કર્તવ્ય કરી પરમ શાંતિ અનુભવશો.

૧૧૬ દ્રષ્ટબળ અદૃષ્ટબળવડેજ બળવાળું ગણાય છે. તેથી અદૃષ્ટ બળને માટેજ જે તે કર્તવ્ય હોય છે. તે આચરણમાં ઉતાર્યા વિના સાચી નિશ્ચિંતતા થતી નથી. માટે આજથીજ કર્તવ્ય કરીને સત્વર સિદ્ધિને મેળવો.

૧૧૭ આ અજ્ઞાન મર્યાદામાં રહેનાર સર્વ જીવોને આશ્ચર્યના નિમિત્તરૂપ થતો જે

ભેદરાશિ શ્રી અંતર્યામિ તત્વની સત્તાથી સદ્‌ભાવને ધારણ કરે છે તથા જીવોના સુખ દુઃખોના બાહ્ય નિમિત્તરૂપ બને છે તે તત્વ સાથેના અભેદ સાક્ષાત્કારથી આ ભેદરાશિનો બાધ કરી સુખ દુઃખાદિ દ્વંદ ધર્મથી પર શુદ્ધ સ્વરૂપાવસ્થાનરૂપ કૈવલ્યપદને અનુભવવાના આપણા અંતઃકરણસ્થ ચિદાભાસને હવે પામર જીવવત વિચારવાનો નથી પણ અલ્પ સમયમાં પતિ સંયોગને પામનારી નવોઢા પતિવ્રતાના સમાન અલૌકિક પ્રસન્નતાને અનુભવવાની છે. ઉપાધિઆનંદમાં વૃત્તિને આસક્તિવાળા જોવા કરતાં સ્વરૂપાભિમુખ-તાથી પ્રકટતા આનંદની આસક્તિવાળી તેને જોતા પરમ પ્રસન્ન રહેશો.

**૧૧૮** નિરાશા, વ્યાધિ, વિઘ્ન અને બીજાં કષ્ટો ઉપર જેઓ જય મેળવતા નથી તેઓ સામાન્ય મનુષ્યો ગણાય છે અને અસાધારણ મોટા મનુષ્યો તો દરેક કષ્ટનો જય કર્યા વગર રહેતાજ નથી. કહો ત્યારે તમારે મોટામાં ગણાવું કે નાનામાં !

**૧૧૯** દૈવી દ્રષ્ટિ જ્યાં ત્યાં વગર પક્ષ-પાતથી યથાર્થ ન્યાય કરે છે, અને હમેંશા શુભ કર્મ કરનાર મનુષ્ય કે જે તન, મન,

અને વાણી વડે કોઇનું પણ અશુભ કરતા નથી તેનાં પ્રત્યેક કાર્ય બળવાળાં અને વિજયીજ હોય છે.

૧૨૦ આનંદ અને ઉત્સાહ હમેંશા જાગ્રત રાખશો.

૧૨૧ આ સંસાર ભવસમુદ્ર છે. ભવ શબ્દ એ ભૂ ધાતુ ઉપરથી છે. ભૂ એટલે થવું બનવું. પરમતત્વના જે અંશ પ્રતિ આપણી અભિમુખતા, તથા આપણો જેટલો તેના પ્રતિ અંતઃકરણનો પ્રેમ તેટલે અંશે આપણને ફળની સિદ્ધિ મળે છે. આપણે તે અંશમય આપણને પોતાને બનાવીએ છીએ. પરમતત્વ સર્વસ્વરૂપ હોવાથી આપણી અભિમુખતાના સ્વભાવાનુસાર આપણને આપણા મિત્ર, શત્રુ. ઉદાસીન તારનાર, વગેરે રૂપે આપણે પોતેજ બનાવીએ છીએ. આ પ્રમાણે બનવાની સામગ્રી જેમાં અખૂટ ભરી છે એવો ખરેખરો મહા વિશાળ વિસ્મયરૂપ આ ભવસમુદ્ર છે.

૧૨૨ સુખમય જીવન ગાળતાં જેમને નથી આવડતું તે આ જગતમાં મનુષ્યત્વવાળા ગણાતા નથી. પ્રત્યેક ક્રિયા સુખને લક્ષમાં રાખી કરવાની હોય છે.

૧૨૩ ત્રિવિધ આરોગ્ય એટલે શરીરનું મનનું અને આત્માનું એમાં ઇન્દ્રિયનું આરોગ્ય પણ મળી જાય છે તેને સાવધાનતાથી સંભાળવું એ પરમ કર્તવ્યરૂપ છે.

૧૨૪ બને તેમ વૃત્તિને પ્રપંચના કારણમાં જોડવા અભ્યાસ પાડવો. અને કાર્ય અને કારણ સુક્ષ્મ રીતે જ્યાં ત્યાં નિર્દોષ ન્યાયી રીતનું વર્તન એ સ્વપરનું બહુ હિત સાધે છે. પરમેશ્વર નિષ્પક્ષપાતિ હોવાથી નિર્દોષ મનુષ્યને દુઃખ આપતા નથી.

૧૨૫ શારીરિક શુદ્ધિનું જ્ઞાન એ પણ આવશ્યક છે. શરીર શુદ્ધિ ઘણા સમજતા નથી કપડાની શુદ્ધિ અને નિત્યના પોષાકની સ્વચ્છતા એ પણ આવશ્યક છે.

૧૨૬ ચામડીની સ્વચ્છત્તા, ખોરાકની શુદ્ધિ, અને રસોઈની સુઘડતા—પવિત્રતા, સ્વચ્છતા એ આરોગ્યપ્રદ, અને આનંદ પ્રદ હોય છે. ઘણાને તો સ્નાન કરતાંજ આવડતું નથી. દાંતની સ્વચ્છતા, મુખની, અને વિવિધ અવયવોની સ્વચ્છતામાં કંઇક વિલક્ષણ ઓજસ રહેલું છે. પ્રત્યક્ષ ઇન્દ્રિયની આરોગ્યતા અને સ્વચ્છતા તથા અંતરમાં મનની પવિત્રતા બુદ્ધિની અને મન બુદ્ધિના

સાક્ષી જેને અંતરાત્મા કહે છે તે અહંથી અભેદવાળી છે. તેમાંજ વારંવાર દૃઢમતિનિ સ્થિરતા એજ સ્વસ્વરુપ ચિંતન કહેવાય છે. તેનાથી સર્વ પ્રકારનાં ઉન્નતિના દ્વાર ખુલ્લાં થાય છે. જ્ઞાનની વાતો કહેનારા, વાંચનારા, વિચાર કરનારા એ સર્વ કરતાં પણ આચારમાં ઉતારીને તે પ્રમાણે વર્તનારા સાચા સુખનો અનુભવ કરી શકે છે, માટે આચારમાંજ સાચું સુખનુ રહસ્ય શમાયલું છે.

૧૨૭ શરીરને અત્યંત કષ્ટ આપી કોઇ પણ ક્રિયા કરવાની હોતી નથી ચાલુ. તે તે આર્થીક કે ધાર્મિક ગમે તે હોય પણ સામાન્ય રીતે સધાય તેજ કર્તવ્ય છે. કષ્ટ એ દુર્બળતાજ છે. તેથી તે સેવ્ય નથી પણ સમ, શાંત, ગંભીર, પ્રસન્ન અને નિરંતર ઉત્સાહી વૃત્તિ જીવન અર્પનાર હોવાથી તે સેવ્ય છે.

૧૨૮ પૂર્વના કોઇ પુણ્યબળ વડે સત્પુરૂપનો સંગ થાય છે તેથી વૃત્તિમાં ઘણો પ્રકાશ અનાયાસે ઉદ્‌ભવે છે અને જાણવાનું ઘણું મળે છે. જેમ માળી બાગમાંથી પુષ્પ લઇ બાગના માલીકને આપે એમાં ઉપકાર ન ગણાય પણ તેના પ્રેમને એ સુચવે છે.

તેમ સત્પુરૂષના બોધને વૃત્તિમાં ઉતારી પ્રસંગે તમે પણ એમની પાસે ઉત્સાહ હીમ્મત, અને આનંદની વાર્તા કરશો તથા દીનતા. દુર્બળતા સંકોચ વગેરે ટાળવાનો ઉપાય પૂછશો તો તમને સંતોષકારક સમાધાન મળશે સત્પુરૂષના સમીપમાં દુઃખો રહી શકતાંજ નથી.

૧૨૯ દૃષ્ટિમાં સ્વરૂપભાવ પ્રકટાવી અત્યંત શાંત, પ્રસન્ન, ખને અત્યંત સ્વચ્છ, સરળ અને ન્યાય પક્ષે વહેતાં અને કાર્યો કરતા આનંદ વધે છે.

૧૩૦ સૂર્ય ચંદ્ર ગ્રહો આદિ પણ પરમાત્માના ભય વડે યોગ્ય નિયમે વર્તે છે. તો મનુષ્યોએ તો યોગ્ય નિયમે વર્તવું એમાં આશ્ચર્ય નથી.

૧૩૧ અશાશ્વત સંસારમાં શાશ્વત વસ્તુ મેળવવા તત્વ દૃષ્ટિ, તત્વજ્ઞાન. તત્વનિષ્ઠતા, વગેરેના સંગની જરૂર છે. સર્વ કાર્યો કરતાં એક લક્ષણાવૃત્તિ પરમ ધ્યેય વસ્તુના અનુસંધાનમાં જોડાયલી રહે અને પ્રત્યક્ષ નાનાં મોટાં કાર્યોમાં સત્‌સંસ્કાર નાંખતી રહે—તો તે પવિત્ર છતાં કર્મબંધન ન થતાં મુક્તપણે રહી કાર્ય કરનાર જ્યાં ત્યાં મુક્તત્વનો અનુભવ કરે છે.

૧૩૨ જીવનને ઉત્તમ પ્રકારનું ગાળતાં જેમને આવડે છે તેજ સાચું કમાઇ ચુક્યા છે. માટે ગમે તેવા કારણથી પણ જીવન કષ્ટમય ન ગાળતાં મુક્તપણે સુખમય ગાળતા રહેશે। આ જન્મમાં કરવા યોગ્ય કર્તવ્ય તો એકજ છે.

૧૩૩ વિજયી પુરૂષોમાં અત્યંત શાંતિ, મૌન, પરિશ્રમ રહિત મનવાણી અને શરીરની કળાવાળાજ મહાન કાર્યો કરી શકે છે માટે મહાન થવાની ઇચ્છાવાળા હો તો અત્યંત શાંત અને સ્થિર થાઓ.

૧૩૪ આનંદ અને ઉત્સાહ વિનાનું જીવન એ જીવન નથી. આપણે તો આનંદોદધિના મહા મત્સ્ય છીએ તેથી વૃત્તિની પ્રતિક્ષણ ચઢતી કળાવાળા વિશુદ્ધ આનંદમાં મહા મસ્ત બનીને અનંત જીવનને સુખમય ગાળીએ એમાં આશ્ચર્ય નથી.

૧૩૫ આ વિશ્વના અસારપણાનો જેમને નિશ્ચય આરૂઢ છે તેમને કદીજ ભય શંકા નથી. તેવાઓ તરફથી પ્રસન્ન મુખમુદ્રા વડે સર્વ વ્યવહાર આવી પડે તે એક ગેડીદડાની રમતની માફક આનંદપૂર્વક કરવામાં આવે છે.

૧૩૬ તમારા કારણુતત્વને આજ્ઞા કરતાં સઘળું સિદ્ધજ છે. કારણુતત્વમાં કશુંજ અશક્ય નથી. આ કારણુતત્વ અવ્યક્ત છે. પણ તમે તો તેથી પણ શ્રેષ્ટ ચિદ્ ચૈતન્યમય વ્યક્ત છો માટે સમષ્ટિ સામ્રાજ્ય ઉપર સર્વ પ્રકારના તમને હક્જ છે. સર્વ સમયમાં શાંત ભાવનામય અખંડ રૂપેજ તેને અનુભવશો. આપણા ઉપર કદીજ કોઈનું દબાણ નથી. આપણે સર્વોત્કૃષ્ટ સર્વોત્તમ સત્તારૂપજ હોવાથી અનંત અને અપાર સામર્થ્યના મહોદધિમાં નિમજ્જન કરતા ચરમ પ્રસન્ન મૂર્તિને ધારણ કરી રાખવાની છે.

૧૩૭ સાક્ષાત્ વાગીશ્વરીના મંદીરરૂપ સત્પુરૂષનું હ્રદય બ્રહ્મતત્વ વડે પ્રકાશતું સર્વત્ર બ્રહ્મભાવને જ્યાં ત્યાં જાગ્રત કરે છે. સત્પુરૂષનો આદર કરનાર અનાયાશે બ્રહ્મભાવને પામે છે.

૧૩૮ જે આશા આપણામાં સ્ફુરણ રૂપે પ્રકટ્યા કરે છે અને પ્રસન્નતા કે જે આપણા જન્મસિદ્ધ અધિકારની વસ્તુરૂપ છે તે બંને લઈ લેનાર માત્ર એક ભયજ છે. માટે તે ભયને દૂર કરનાર પ્રેમ—એમાં શ્રદ્ધા અને જે સત્તાએ યોગ મેળવી આપ્યો છે

તે અવશ્ય ક્ષેમ કરશેજ એ ભાવ સત્પુરૂષના સંગથી દ્રઢિભૂત થાય છે. અને આશ્ચર્યકારક ક્ષેમનો સહાયક બનવા લાગે છે. યથાર્થસ્મૃતિ આપણામાં પ્રકટ થવાથી અસાધારણ બળ પ્રાપ્ત થએલું સમજવું. આપણો સંકલ્પ આપણા કાર્યમાં પૂર્ણ સાનુકૂલતા અને સામર્થ્યને સત્વર પ્રકટ કરશેજ તેથી અદક્ષતા અને મૂઢત્વ અદૃષ્ય થઈ જશે. શુદ્ધ સર્વાત્મ ભાવરૂપ મતિ કોઇ કાળે ઢંકાવાની નથીજ. અનંત બળ અને ઐશ્વર્યનો મહોદધિ રેલ-મછેલ કરી મૂકશેજ. આપણી ભાવનાઓમાં શિથિલપણું એજ બાહ્ય દુર્બળતાની નીશાની છે. સબળ ભાવનામાંજ અર્થસિદ્ધિ શમાયલી છે.

૧૩૯ કોઇ પણ વસ્તુનો વિચાર કરતાં તેનું સ્વરૂપ લક્ષમાં ન આવે એ બનેજ નહિ. વિચાર એ દૈવી કલ્પવૃક્ષ છે. સઘળું સુવિચાર વડેજ છે. અને જે ભાગ્યશાળી નરો નિરંતર સુવિચારમાંજ રમણ કરે છે એ અપાર ઉન્નતિના શિખરેજ વિરાજી રહે છે. તમારે સુવિચારના મહોદધિમાંજ હંમેશા રમણ કરવાની જરૂર છે. જેમ દુર્ગમાં બધીજ વસ્તુઓ અને સાહિત્યો હોય છે અને તેમાં વસનાર નિર્ભય રહે છે તેમ

સુવિચાર પણ એક દુર્ગ-કીલ્લા સમાનજ છે.

૧૪૦ કોઈ પણ વ્યતિકરથી વૃત્તિમાં દૈન્ય નજ પ્રકટવા દેવું એજ સાચું હૃદયબળ છે. વિદ્યા અને તેના કાર્યોમાં વિહિત શુદ્ધ વિચાર સેવવાથીજ અંતરશક્તિ સર્વશક્તિ સંપન્ન થાય છે. મલીન વિચાર વડેજ તુચ્છતા બલહિનતા આદિ વિકારો આવે છે. માટે પૂર્ણત્વનાજ વિચારમાં રમણ કરશો. આપણા હૃદયમાંજ કલ્પવૃક્ષરૂપ વસ્તુ છે. માટે જેવા આપણે વિચાર કરીશું તેવા થઇશું અને તેવુંજ આપણી પાસે આવશે. વિચાર કરવામાંજ સાચી સાવધાનતાની જરૂર આપણે છે. કશા પણ વ્યતિકરથી વૃત્તિ દુર્બળ નજ થવા દઈ એજ નિશ્ચયને પોષતા રહો. મનને આનંદમાં રાખો. આનંદ વિશુદ્ધ આનંદ વડે મનમાંથી એક દૈવી રસ ઝરે છે. તે આખા શરીરના અણુંઅણુંમાં જીવનને ભરી કાઢે છે. માટે શાંત સ્વસ્થ થાઓ. અત્યંત શાંત અને આનંદ પૂર્ણ બનો. તમે તમારામાંથીજ બળ ઉપજાવી મસ્ત બનો.

૧૪૧ સબળ નિશ્ચયવડે આ વિશ્વમાં કશુંજ અશક્ય નથી સઘળું શક્ય અને

ઇચ્છાનુસાર સબળ નિશ્ચયવડેજ થાય છે.

૧૪૨ જેમ ધર્મપ્રવર્તક મહાપુરૂષે મૈત્રી, કરૂણા, મુદિતા, અને ઉપેક્ષા એ ચાર ભાવનાને સિદ્ધ કરવી ઇષ્ટ છે તેમ સ્ખલન થવું એ જીવ ધર્મ છે. અને દયા કરવી એ સેવ્યનો ધર્મ છે, અને સર્વના દોષને અલક્ષ કરી અનુગ્રહભાવ મનવાણી અને કર્મથી પ્રવર્તાવવો એ બ્રહ્મવિદ્‌નો ધર્મ છે.

૧૪૩ હલકા અને નીચ વૃત્તિનાં દુષ્ટ મનુષ્યેનો આજકાલ સુકાળ હોવાથી તે સજ્જનોને ગમે તેવું અઘટીત સંભળાવે તેમાં સજ્જનોને કંઇજ નથી. પ્રત્યેક પોત-પોતાના સ્વભાવ અને કર્મ સત્તાના વેગને વશ રહી જગતમાં નિઃશંક યથેચ્છ વાણીને નિરંકુશ વહેવા દે છે. પણ કર્મ સત્તા કોઇનેજ ફળ આપ્યા સિવાય છોડતી નથી તેમ દુર્જન દુર્જનતાને ત્યજતા નથી. સ્વસ્વ-રૂપમાં અખંડ જાગ્રત રહેનારને અપાર સુખ કાયમ હોય છે.

૧૪૪ આપણે સત્ય સિવાય બીજું શું હોઈ શકીએ? સાચું જ્ઞાન અંદરથીજ ઉભરાય છે. પુસ્તકો તો નિમિત્ત માત્ર છે. આપણે વ્યક્તિરૂપ અનંત છીએ અને આખા

વિશ્વનો ભાર સહન કરી શકીએ તો આ તુચ્છ વ્યવહારભારની આપણને ગણના શી. આપણે અનંત શાંતિના મહાસાગર બની તેમાંજ તરતા રહીશું તો બધુંજ આપણા પ્રતિ આકર્ષાઇ આવશે.

૧૪૫ આપણે પૂર્ણત્વથી અને અપાર શાંતિથી અંતરમાં સ્થિર રહીશું તો ઘણું કાર્ય કરી શકીશું. કોઇ પ્રકારથી શંકા, સંકોચ, કે દૈન્ય ત્રિકાળમાં છેજ નહિ એ દૈવી ભાવના કરતા રહી સુખ સમુદ્રમાં ઝીલશો.

૧૪૬ સંસારના વ્યતિકરોમાં શોક ભય અને દુઃખ તથા ક્ષણીક હર્ષ એ વિના અન્ય હોયજ નહિ પણ સાચા જીવન્મુક્ત પુરૂષની દ્રષ્ટિ તો નિરંતર સત્યરૂપી સૂર્યના પ્રકાશ વડે ત્રિલોકમાં પણ ક્યાંય અંધકારને જોતા નથી. પોતાના સત્ય સ્વરૂપના સાચા ભાન પૂર્વક જ્ઞાનવાળાને કદાપી શોક મોહ નડેજ નહિ. એવા પુરૂષોને બહારથી દેખાતાં ક્ષણીક દુઃખો તે એમના સ્વસ્વરૂપને અધિક પ્રકાશમાં લાવનાર છે. અને પ્રત્યેક અણુંના સ્વરૂપને તથા તે તે વ્યક્તિ પ્રતિના સાચા ધર્મને વાસ્તવ મુક્ત પુરૂષો સમજે છે એવું અન્ય સમજી શકતા નથી. આત્મા અમર, નિત્ય,

મુક્ત, શાશ્વત અને આનંદ સ્વરૂપ હોવાથી જેમને પુણ્યાંશે એ ભાન જાગ્રત થયું છે. એવા પુણ્યશાળીને તો ક્ષણે ક્ષણે એ સ્મરણ વડે વૃત્તિમાં વિશ્વમાત્ર મૃગજળવત્ છે. તે ભાવ એવા મનુષ્યને નવીન ઉપજાવવા જેવો નથી. અનેક વાસનાઓ હોય છે તેમાં સ્થુલ, સુક્ષ્મ, કારણ, અને મહાકારણ પણ વાસના હોય છે તે ઉત્તરોત્તર ચઢતા ક્રમે તે તે કોટીવાળાને તે તે વાસનાના દગ્ધપણા માટે વા ક્ષીણતા માટે, વા ઉપેક્ષા માટે. કે બીજા અનેક કારણોથી કષ્ટમય પ્રસંગો દૃષ્ટિગોચર થાય એમાં આશ્ચર્ય નથી.

૧૪૭ અનુભવકોટી એજ શ્રેષ્ટ છે. પ્રત્યેક સમયનું કર્તવ્ય એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. એ ભજવી નથી જાણતા એ સામાન્ય મનુષ્ય છે અને એને બરાબર ભજવી જાણે છે એજ પુરૂષોત્તમ છે. માટે તમારી ગણતા પુરૂષોત્તમમાં થાય એ પ્રકારનું વર્તન રાખશો.

૧૪૮ અત્યંત બળ અને શાંતિ આપણામાં છે માટે એ બંનેને ભેગાં કરી કાર્યમાં યોજાવું.

૧૪૯ શાંતિ અને બળને હૃદયમાં પૂર્ણ જોશથી જાગ્રત કરી અણું અણુંમાં બળને પ્રસરાવશો.

૧૫૦ હૃદયના ઉંડા ભાગમાં બળ અને શાંતિનું ભાન કરવું

૧૫૧ અનંત અપાર અનેક કષ્ટ આવે કે સુખ આવે પણ નિશ્ચય પૂર્ણ બળ અને પૂર્ણ શાંતિને કદીજ ભૂલવાની નથી આત્મ-બળ વિના વિશ્વમાં અન્ય બળજ નથી.

૧૫૨ નવીન બળ ઉપજાવીને વૃત્તિમાં પૂર્ણ નવીન ઉત્સાહ પ્રસ્ટાવીને ભવિષ્યમાં અને વર્તમાનમાં સર્વ કર્તવ્યો કરતાં પરમ પ્રસન્ન રહેવાનું છે. આપણે આપણાં કાર્યમાં ઉત્સાહ અને આનંદ ભૂલવાનાં નથી.

૧૫૩ સત્પુરૂપનો સંગ જગતમાં સર્વ કરવા સમર્થ છે. ઘણાં ઉગ્ર પુણ્યબળ વડે સત્પુરૂપનો સંગ મળે છે. એ જેને પ્રાપ્ત છે તેને સદા સર્વદા સંતોપજ છે.

૧૫૪ આત્મામાં અપાર શાંતિ, અપાર સામર્થ્ય, અનંત આયુ, વિજય આદિ અનંત છે. છતાં એ સામર્થ્ય પ્રતિ જેઓની દ્રષ્ટિ વળી નથી એજ કંગાલીયત ભોગવી નનમનની બાહ્ય દુઃખી સ્થિતિને વેઠે છે.

૧૫૫ વિદ્યા ફલવતી છે. સાચી જીવન વિદ્યાનું દિવ્ય વૃક્ષ તમારી પાસે છે છતાં શા માટે દુર્બળ થાઓ છો ?

૧૫૬ દ્રવ્ય તો પ્રારબ્ધયોગ અનુકૂલ આવતાં અનાયાસ આવી મળે છે.

૧૫૭ જ્યાં ત્યાં સુખ શાંતિની વૃત્તિમાં કલ્પના કરતા અધિક અધિક સુખની ઉત્તમ પંક્તિમાં ચઢતા ક્રમે આવશો.

૧૫૮ મનુષ્યો શું રક્ષણ કરી શકે છે? પરમાત્મ સત્તાજ યોગ્ય સમયે યોગ્ય દ્વારથી યોગક્ષેમનું વહન કરે છે. બાકી મનુષ્યો તો વૃથા અભિમાન કરી નકામા આ મિથ્યા અહંને પોષણ આપે છે. સાચું અહં તો પરમતત્વમાં અભેદજ હોય છે. તેમાં ભળી જે જે કાર્યો કે સંકલ્પો અનાયાસ થાય છે તે સર્વ સત્યજ હોય છે. કશુંજ અશક્ય નથી. શાંતિ અને આનંદ એજ જ્ઞાનનું દ્વાર છે.

૧૫૯ જેની જેની જરૂર હોય તે સમયે સર્વ આવી મળશે. માટે સર્વ સમયમાં નિશ્ચિંતપણે આલ્હાદમાં ખામી ન આવે તેમ વિચરશો. આપણું કર્તવ્ય મુખ્ય રીતે એ એ એકજ છે.

૧૬૦ કોઇને પણ વચન આપેલું હોય તો તે સત્ય કરવા આગ્રહજ સેવશો.

૧૬૧ જાણેલું સાંભળેલું, અભ્યાસ કરેલું એમાંથી જેટલું આપણે આચારમાં ઉતારી શક્યા એટલુંજ આપણું છે, ને તેજ ઉપયોગી છે. આચાર તરફ દ્રષ્ટિ રાખનારજ આગળ વધી શકે છે. આચારવડે આયુષ્ય આરોગ્ય, ઇપ્સિત વગેરે પ્રાપ્ત થાય છે.

૧૬૨ ઉચ્ચ ભાવના વડે જડ પદાર્થો પોતાના ગુણ ધર્મને બદલે છે. તથા તેમાં ચૈતન્ય પ્રતીત થાય છે; તો યોગ્ય ભાવના સચેતન મનુષ્યોના ગુણ ધર્મોને બદલી સાક્ષાત બ્રહ્મમય સર્વ સામર્થ્ય સંપન્ન બનાવે એમાં શંકા નથી. માટે સર્વોત્તમ ઉચ્ચ ભાવના, ઉચ્ચાશય. ઉચ્ચ નિશ્ચય. અને ઉચ્ચ ભૂમીના શિખરેજ સ્થિત થાઓ.

૧૬૩ જ્યાં ત્યાં દૈવી સત્તા છે. ત્યાં સર્વત્ર વિજય છે. આલ્હાદ આનંદ અને ઉત્સાહ એજ જ્ઞાનનું સાધન છે. માટે ગમે તેવા પ્રતિકૂલ કારણોના દર્શન વડે આલ્હાદને શમવા ન દેશો તોજ સાર્થક્ય ગણાશે.

૧૬૪ જેમ સૂર્ય ચંદ્રાદિ ગૃહો નિયતક્રમ વડે વિશ્વને પ્રકાશ અર્પી રહ્યા છે તેમ તમે પણ નિયતક્રમ વડે પ્રાપ્ત કાર્યો કરતાં છતાં આલ્હાદને કાયમજ રાખશો. આજ જ્ઞાનનું મોટું પગથીયું છે.

૧૬૫ સંયમ એજ સર્વોત્તમ કળા છે. શરીર, ઇન્દ્રિય, મન, અને એથી ઉંડાણમાં જ્યાંથી આનંદનું ભાન થાય છે એજ સંયમ. એજ એનું સ્થળ. ત્યાંજ સર્વ છે. અને સર્વમાંજ તે છે માટે ત્યાં સ્થીર થઇને તમને પરમતત્વથી અભેદપણે જોશો.

૧૬૬ શબ્દોમાં ગુપ્તપણે વિદ્યુત રહેલું છે તે અસર કરે છે. સર્વોત્તમ ભાવના કરતાં સર્વોત્તમ વિચારના શિખરે રહેશો અને સર્વોત્તમ વિશુદ્ધ આચારને આચરી અન્યના નિદર્શનરૂપ થશો.

૧૬૭ પ્રારબ્ધ એ શું છે ? આપણાજ કર્મનું ફળ. જેવાં આપણાં કર્મ તેવુ આપણું પ્રારબ્ધ રચાય છે.

૧૬૮ અનત અપાર સ્વરૂપમાંજ સર્વ છે. અને મન નામના રાક્ષસને જીતીને શાંતિમાં વિહરતા થશો તો તેથી બહુ આનંદ થશે.

૧૬૯ ॥ विद्यांचाविद्यांच यस्तद्वेदोभय सह ॥
॥अविद्याया मृत्युं तीर्त्वा विद्याया मृतम श्नुते॥
આ ઇશોપનિષદ્‌ના ૧૧ મા મંત્રમાં કહ્યા પ્રમાણે જે ઉપાસના અને કર્મ એ બંનેને

સાથે ઉપાસે છે છે કર્મ વડે મૃત્યુને તરીને ઉપાસના વડે અમૃતને પામેછે.

**૧૭૦ ॥नवद्वारे पुरेदेही हंसो लोलायते वहीः॥ ॥वसी सर्वस्य लोकस्य स्थावरस्य चरस्यच॥**

આ શ્રુતિ વાકયમાં આ નવદ્વારવાળાં ઘટરૂપ શરીરમાં ચિદ્દશકિતરૂપ ભગવતીના અંશભૂત જીવરૂપ દીપક અંદર પુરાયલા હંસની પેઠે સર્વોત્તમ ભાવ સિદ્ધ કરવા રશ્મિદ્વારા બાહ્યકરણોથી ઝળકે છે. તે દીપક વસ્તુતઃ સ્વયંપ્રકાશ છે. અને સ્થાવર જંગમ જગતનો પ્રકાશક અને નિયામક છે. તે ચૈતન્ય દીપકની એક શિખા બ્રહ્મરંધ્રપતિ ઉર્ધ્વગતિ કરે છે. અને તે શુભ છે. બીજી શિખા તિરકસ વહે છે અને હૃદયાદિનું પ્રદ્યોતન કરી જીવન નિર્વાહ કરેછે. અને તે રકત વર્ણની છે. ત્રીજી શિખા અધોગામીછે અને તે પ્રજનનાદિ ક્રિયા દ્વારા વિષયાનંદને પ્રકટ કરે છે. અને તે સ્યામ છે.

આ પ્રમાણે બ્રહ્માનંદરૂપ જ્યોતિ, નિજાનંદરૂપ મોદન, અને વિષયાનંદરૂપ લોકપ્રસિદ્ધ આનંદ, એવા ત્રિવર્ણાત્માક ત્રિપુરાભગવતીનું

દિવ્ય તેજોમય સ્વરૂપ શિવતત્વ સાથે સંયુક્ત થઈ આ વિશ્વરૂપ નાટકને ભજવે છે. એમની કૃપાવડે જેમ બાજીગરનો જંબુરો નાટક જોતાં મોહ પામતો નથી તેમ સાધુ પુરૂષને તો કયાંય કશા જગતના વ્યતિકરમાં મોહ થતોજ નથી અને કેવળ ચિન્મય સર્વોત્તમ ભાવ જ્યાં ત્યાં ખીલી રહેલો જણાય છે.

૧૭૧ વિશ્વના વિધવિધ કષ્ટોથી હેરાન થએલા મુસાફર ? શાંત થાઓ. પુનઃપુનઃ શાંત થાઓ. હૃદયમાં શાંત થઈ ઉતરો તેનાથી મારાં સઘળાં કષ્ટો દૂર થશે.

૧૭૨ હું સુખ સ્વરૂપ છું. હું ચિત્‌સ્વરૂપ છું. હું આનંદ સ્વરૂપ છું. એ પ્રકારની ભાવના હૃદય પ્રદેશમાં કરવાથી આપણે સત્‌ ચિત્‌ આનંદ સ્વરૂપ થઇએ છીએ.

૧૭૩ આપણું રક્ષણ કરનાર હજાર હાથવાળા કરૂણા સિંધુ પરમાત્મા છે. અને તે સકળ સૃષ્ટિમાં વ્યાપ્ત છે તો પછી આપણને રક્ષણ વિનાના શા માટે માનવા ?

૧૭૪ તમે તમારા કામમાં વિશ્વાસ રાખો, અશ્રદ્ધાપણું એ હૃદયને દુર્બળ કરે છે.

૧૭૫ એક દીપકે પૂછ્યું કે પ્રકાશને મારે ક્યાં શોધવો ? મનુષ્યો પણ તેમજ પૂછે છે. દીપક પોતેજ પ્રકાશ સ્વરૂપ છે. ત્યારે તેણે પ્રકાશને ક્યાં શોધવો ? મનુષ્ય પોતેજ સુખ સ્વરૂપ છે ત્યારે તેણે સુખને ક્યાં શોધવું ? અન્ય ક્યાંહિ નહિ પણ પોતા-નામાંજ અને તેથીજ કહેવામાં આવ્યું છે.

Know Thy Self.

તારા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કર.



# અમૃત બિન્દુઓ.



હું ચિદ્દરૂપ શાંત છું. સદ્દરૂપ છું ઇશ્વરજ હું છું પરમાત્માનું સાચા ભાવથી અર્હં મંત્રવડે સ્થિર અનુસંધાન કરશો તો તમામ બંધનો શીથીલ થઈ જશે. (૧)

શબ્દોના વાપરવામાં બહુ સાવધાનતા રાખો. (૨)

લાગણીવાળા; ઉંડાણમાંથી નિકળતા શબ્દો સાચા છે. (૩)

પ્રેમ–સમભાવના, ઉદારતાના, અનુંકપાના શબ્દો એ ઇશ્વરની વાણીરૂપ છે. આનંદનાં ઉભરાને દર્શાવનારા શબ્દો બોલશો. શબ્દ એ વિદ્યુત જેવો છે. અને સારી વાણી એ જીવન વૃક્ષ છે; જીવન અને મરણ એ વાણીમાં છે. સળગતો અગ્નિ એ વાણી છે. જેવું હૃદયમાં ચિંત્તવે છે તેવો તે થાય છે. (૪)

અંતર્યામિ તત્ત્વ એ આપણું અંતઃપ્રજ્ઞાવાળુ મન છે. (૫)

કાળનું અતિક્રમણ કરીએ તો સહિનો લાંબો વિધિ ક્ષણનો ચમત્કાર છે. (૬)

મનુષ્ય બુદ્ધિની કલ્પના એજ કાળ છે અને ભેદભાવ ત્યજવા યોગ્ય છે. (૭)

હું અને પરમાત્મા જીવ અને શિવ એક છીએ આથી પાપના પાસ તુટે છે. (૮)

મૂળ સ્વરૂપ સ્થિતિમાંથી ભ્રષ્ટ થવું એજ પાપ છે. (૯)

અંતરની આંખ નહીં ઉઘડેલી તેથી અંધારામાં ચાલીએ છીએ. આનું નામ પાપ છે. (૧૦)

આત્માના ભીતરના વિચારોના કીરણોને પરમાત્મા સાથે એકતાર થયો હોય છે તે વડે સ્વરૂપને ઓળખે છે. (૧૧)

પ્રેમના, જીવનના, શાંતિના, આનંદના, જ્ઞાનના અને સત્યના શબ્દો ચિંતવશો દરેક શબ્દ કેવો ભાવ પ્રકટ કરવા મથે છે એ જાણવાનો યત્ન કરવો તથા ઘણીજ ઉંડી શ્રદ્ધાથી શબ્દોને ઉચ્ચારવા (૧૨)

જેમ જેમ આપણે વારંવાર કાળનો નિષેધ કરીએ છીએ. તેમ તેમ આપણી અમરતાને સિદ્ધ કરીએ છીએ. કારણ કે આપણે અજન્મા છીએ. એ ભાવ અમરતાને કરનાર છે માટે હું અમૃતાત્મા છું એ ભાવ સ્ફુરાવો. (૧૩)

સોઽહં એ હું છું હું સર્વમાં ભીતરરૂપે રહેલો સત્ય આત્મા છું આનું નામજ પરમેશ્વર સાથેનું અભેદ ભાન છે. (૧૪)

મારા પરમાત્મ પિતા ! મારે કઇ વસ્તુની જરૂર છે. તે જાણે છે. મારી ભાનવાળી સ્થીતિ અને મારી યોગ્ય વાસનાઓ એની મેળે ઈષ્ટ પદાર્થને વ્યક્ત કરતી થશે. (૧૫)

હું અને પરમાત્મા એકજ વસ્તુ છીએ હું તે પ્રભુ છું આ ભાન જગવવું જોઇએ. સર્વ સંકલ્પ નાયક અંતર્યામિની ઇચ્છાનુંસાર થાય છે. (૧૬)

રોજ રાત્રે સુતી વેળા ભાવના કરવાની કે કલાકે, પ્રત્યેક દિવસે, પ્રત્યેક બાબતમાં હું વધારે ને વધારે, ઉત્કૃષ્ટતાને અનુભવું છું. એમ અંતરમાં ઉચ્ચાર કરતા કરતા નિદ્રા લેશો અને તેથી સર્વ કાર્ય સિધ્ધ થશે. (૧૭)

તત્વજ્ઞાનના તોપ ગોળાથી એક દિવસ આપણે સર્વે માનાપમાનાદિ અશેષ દ્વંદ સહીત સમગ્ર દૃશ્ય પ્રપંચને ઉડાડી મૂકવાનો છે. (૧૮)

આનંદની પ્રાપ્તિના સંબંધમાં તો ભૂમિકાની પર રહેતાં આવડવું જોઇએ. જેમ પક્ષીઓને પર્વત આદિ બાધક થતાં નથી. મચ્છોને જળ બાધક થતું નથી તેમ આત્માને

વિકારો નડતા નથી. પરભૂમિમાં પ્રવેશે છે. તેથી કર્મ યોગ ફળનો ત્યાગ પ્રત્યેક સંકલ્પમાં કર્મ કર્યા પછી प्रियतांनमम. અર્પણ કરવું પણ મારે કંઇ નથી. (૧૯)

अहं=સ્વરૂપ, ઈદં=જગત.

અહં અને ઈદંને, સ્પર્શ કરે છતાં એ પ્રથક નથી. એ નિશ્ચય તે શુધ્ધ વિદ્યા. અહં અને ઈદંની સમાન સ્થિતિ તે સદા શિવ. ઈદં ઉપર ભાર અને અહં દબાયલું એ ઇશત્વ-શુધ્ધ વિદ્યા.

वित्+च+वि ત્રણનું એકત્ર તે વિચ્ચે. વિત્=ચિત્તિ च=અનુભવમાં આવે એવું સત ઈ=ચૈતન્યમાં અને જ્ઞાનમાં પ્રવેશ પામવું. આનંદ સત્ ચિદ્ અને આનંદ એનું નામ વિચ્ચે. (૨૦)

सारदा સરનો સમુહ તે સાર. શબ્દ બ્રહ્મનાં કારણ વર્ણાત્મક. दा=આપવું.

શબ્દ બ્રહ્મનાં કારણોને જે છોડવાની કળા આપે તે સારદા.

ભારતિ ભા=પ્રકાશ રતિ=આનંદ

આનંદયુક્ત પ્રકાશ આપે તે ભારતિ.

सरस्वति સહસ્રાર રૂપી સરોવરની પાસે રહેનાર. (બ્રહ્મરંધ્રમાં સહસ્રદલ પદ્મ

પાસે) તેને પકડીને બેઠેલી તેથી જ્ઞાનનું સરોવર સરસ્વતિ. (૨૧)

અમે જે ભૂમિકામાં હાલ છીએ. એથી ઉચ્ચ ભૂમિકામાં અમારૂં મન હમેશાં રહેવું જોઇએ. આહારવિહાર, વ્યવહાર ઉત્તરોત્તર વિચાર પૂર્વક ઉચ્ચ ઉચ્ચ ભૂમિકા હૃદયમાં આવવી જોઇએ. અને કોઇપણ વખતે નિકૃષ્ટ વસ્તુનું સેવન નહીં કરવું. (૨૧)

હે ! (आपः) જળ દેવતાઓ (हि) તમે સુખને ઉત્પન્ન કરનારાં થાવ અને તમારાં કણો (અણુંઓ) ને नह=અમને महेरणाय चक्षसे=મેહું પ્રેરણુ કરનારી આંતર દૃષ્ટિ ઉઘાડવાને અર્થે બળ આપવા સારૂ ऊर्जे= તત્પર થાવ. यो वह: शिव.. જે તમારો કલ્યાણમય રસ છે, તેના અમને ભાગી બનાવો જેમ ચળકતી ઉષકાળની માતા સૂર્યને ઉત્સંગમાં લઇને ફરે છે. તેમ તમે અમને ઉત્સંગમાં લઇ રસ પાવ. (૨૨)

ઉર્ધ્વના સપ્તલોકમાં થતા વ્યવહાર.

भू લોકમાં–અન્નથી भुवः લોકમાં–આત્માથી—स्वह લોકમાં—જળથી–महर લોકમાં–મોહથી जन લોકમાં સ્પર્ષથી–तप લોકમાં દૃષ્ટિથી सत्य લોકમાં સંકલ્પથી એમ તે તે લોકમાં તેના વડે સર્વ વ્યવહાર કરે છે. (૨૩)

ૐ પ્રણવનો ઉચ્ચાર બરાબર કરે તેને **हंस:** બિંદુ આકાર એકત્ર પ્રાણ થવાથી બિંદુ થાય છે. પૂરક **हं** રેચક **स:=हंस:** **सोहं ॐ हुं योसा वादित्ये सोसावहं** વ્યંજન બાદ થતાં પ્રણુવ રહે છે. અજપા હંસઃ પ્રણુવ એ વેદ બીજ છે. **अग्निमीळे पुरोहितं** અકારથી આરંભ **ईषेत्वो उर्जेत्वो अउम** વેદત્રયીનો સાર. વેદાન્ત વેદનો આદિ. નૂતનતા એટલે પ્રણુવ.

પુનઃ પુનઃ નમસ્કાર કરવા યોગ્ય તારક. =પ્રણુવ. ધ્વની રૂપે આકૃતિ શ્રવ્ય ભવી. અપર બ્રહ્મ પર બ્રહ્મનું ભાન કરાવનાર મૂર્ધ વેધી છે.

ઁ દૃશ્ય ને શ્રવ્ય છે. ગુંજારવમાં **अउम** ઁ છે. પોતાને સમજાય તે આ અર્ધ માત્રા છે. છે. અશ્રાવ્ય છે પોતાને સમજાય છે. શક્તિ શાંત.

ભૂ ભુર્વ સ્વહઃ કંઠના મૂળમાંથી મધ્યમાંથી અકારમાંથી ભુવ્યાહુતિ ઉપજી છે

**उ** કંઠના મધ્યમાંથી તેમાં ભુવર મધ્યમાં પૃથ્વીને આવરણુ કરનાર ભુવ. જળ.

**म** માત્રામાંથી સ્વર અંતરીક્ષને તે ઉપર બતાવનાર પોતાના સ્વરૂપને જગવે છે.

ધુ લોક જગવે છે પોતાના સ્વરૂપમાં રમણુ ઉરાવનાર સૂર્ય બિંબમા પ્રણુવનો સ્વર પ્રત્યેક પ્રાણીના મૂર્ધામાં અથડાય છે.

બ્રહ્મ વિભવ જાણુતા નથી પણો સૌં-મુમ આદિત્ય નામ એ સ્થાનમાં રહેલો પુરૂષ(૨૪)

**ગાયત્રી સાવિત્રી સરસ્વતિ**

રસથી ભરપુર સરલતાથી ઉતરે એ સરસ્વતિ તે રસરૂપ પરમાત્માને જાગ્રત કરે છે. બ્રહ્મનાડી દ્વારા પેસે છે.

અનાહત=અથડાયા વિના જાગે છે. આહત થવાથી બીજા અને આ પરયતિમાં શાખા પ્રશાખા વ્યકત થાય છે (દ્વાદશ દળમાં) આમ ભાવી વાણી અમર ભાવી પશ્યંતિમાં અનાહતના મધ્યમાં પ્રતિબિંબિત થાય છે મૂળ અને અગ્ર થઈ ૨૪ થાય. (૨૫)

તત પ્રસિદ્ધ પ્રણુવ અને ભર્ગ તે સુંદર રમ્ય. વન=વરેણ્ય=પ્રાર્થના કરવા યોગ્ય ભર્ગ ભર્મ લાયક છે.ભૌતિક તેજ વિરહિત અધ્યાત્મ તેજ તે ભર્ગ ભાગ ભરણુવાચક પ્રકાશ કરનાર રમણુવાચક ગતિવાચક ભરાય છે રમણુ ગમન રહે છે. એનું પ્રણુવ વડે તેનું બુદ્ધિને સ્ફૂટીકવત કરવા પ્રેરવા જગવવા સઘળાં કિરણો ને પ્રકાશિત કરો પ્રેરો જગતના

સર્વ પદાર્થને ત્રણુવત કરનાર છે જ્યાં સંસાર બુદ્ધી સ્પર્ષ કરતી નથી. (૨૬)

**आत्मना विंदते विर्यं विद्ययाविंदतेऽमृतं**

હું અખંડ ઇશ્વર ચૈતન્ય રૂપ છું ને બધું અને પ્રાપ્ત થાય છે.

વિદ્યા વડે જાણુવા માત્રથી અમૃત ભાવની પ્રાપ્તી થાય છે પણુ अहं અહ એજ વીર્યવાન છે (૨૭)

સંસાર વૃક્ષનો પ્રેરણુ કરનાર (જીવાડનાર) જેમ પર્વતનો વિશાળ પ્રદેશ તેની શોભા છે તેમ હું બ્રહ્મની કિર્તિ રૂપે છું મારૂં મૂળ ઘણું પવિત્ર છે વાજી=સુર્ય જેમ અમૃત ભાવવાળા હીરણ્યમય પુરૂષ રૂપે રહે છે તેમ હું સુંદર અમૃત ભાવવાળો શોભું છું. (૨૮)

अहं હું એ અવ્યય છે એ સિદ્ધાંત સાચોજ છે અને એ આત્માજ છે એ પણુ નિઃશંક છે. તેથી એમાં જરાએ ભેદ નથી. (૨૯)

જન્મ મરણુાદિથી વિરહીન જે છેવટના જન્મના રસને પ્રકટ કરનાર પરમ પવિત્ર બ્રહ્મના પદને મેળવવાની ઇચ્છા રાખનાર જનોને આ પવિત્ર સ્થાનના દર્શનથી જાણે

આગમ વડે સંસારને કાપનારી વૃત્તિએ પ્રકટ થાય તેવી વૃત્તિ થાવ. (૩૦)

જ્યારે પોતાના આધષ્ટાનને પ્રકટ કરવાને વાસ્તે જે અત્યંત મોટી વૃત્તિ એટલે અહં વૃત્તિ તેર કરણો સાથે પ્રયત્ન કરે ત્યારે પોતાના આશ્રયભૂત અવિદ્યાઅણુંને તોડે છે. અને તે બિંદુના તુટવાથી જે નાદ બ્રહ્મ જાગે છે. તેનો ખરો વૈભવ જણાય છે.

વિદ્યાની પીઠ વ્યક્ત થાય છે એટલે ઋતંભરા પ્રજ્ઞા જાગે છે.

પરં સત્યને પકડે તેજ ઋતંભરા મધુપત્તિકા મધુમતિ ઋતંભરા વિશોકાવદ જ્યોતિષ્મતિ ધર્મમેઘ સમાધિનો અનુભવ થાય છે.

સર્વજ્ઞતા, તૃપ્તિ, સ્વતંત્ર્યતા, અનાદિબોધ અલુપ્ત શક્તિ, અચિંત્ય શક્તિ, એ અનુભવ જાગ્રત થાય છે અને તેમનું જીવન ધર્મ જ્ઞાન અને વૈરાગ્ય સહ ઐશ્વર્યવાળુ પ્રખર શાંત તેજોમય હોય છે. (૩૧)

જે આનંદ એકાંત સેવન અને અંતર્મુખ રહેવામાં છે. એ બીજા કશામાં નથી અને ક્ષુદ્ર અહંભાવ એજ ઝેરી સર્પ છે તેને ત્યજી બ્રહ્દભાવવાળુ અહં અનુભવશો.

પોતાના આત્માને ઓળખે છે. તેના કષ્ટ નિવૃત્ત થાય છે—હું બધું કરી શકું એવો છું એવો આત્મવિશ્વાસ અમર્યાદ મહત્વાકાંક્ષા અને અપ્રમાદ યુક્ત ધૈર્ય એ ગુણો મનુષ્યમાં હોવા જોઇએ જેને આત્મબળ કહેવાય છે તેજ ઇશ્વરી છે. (૩૨)

હું પ્રકાશ સ્વરૂપ છું અને મારા પોતાના મહીમાનો ઉપભોગ કરૂં છું પોતાના મહીમાનો ઉપભોગ કરવો એજ કાર્યસિદ્ધિનો વિજય મંત્ર છે એકવાર તમે તમારા દિવ્ય સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરો. એટલે પછી દરેક વસ્તુ પોતાની મેળેજ તમારી પાસે ચાલી આવશે તમે તમારા આત્મ સ્વરૂપમાં સ્થિતિ કરો એટલે પછી આ દુનિયાના પદાર્થો તમારી પાસે ચાલ્યા આવશે સ્વાનુભવથી ગર્જીને કહો કે હુંજ આ વિશ્વને પ્રકાશ આપનાર પ્રકાશક છુ. (૩૩)

સર્પની માફક ધનથી, વિષ પેઠે મિષ્ટાન્નથી, અને રાક્ષસી પેઠે સ્ત્રીથી ભય પામનારજ વિદ્યા પામે છે. (૩૪)

મુક્ત પુરૂષો પ્રતિ સહજ જેમ વેણુનાદ વડે વનનાં મૃગો આકર્ષાઇ આવે છે તેમ તેમના પ્રતિ જનસમુહ સહજ

આકર્ષાઇ આવે છે. દેહરૂપી ગ્રહમાં અંતર્યામિ રૂપ અતિથી માફક રહેનારને ભય ચિંતા હોયજ નહી (૩૫)

"उद्दितौदार्यं, सौन्दर्यं, वैराग्य रसगर्भिणी आनन्द स्पन्दिनी येषा समाधिरभिधीयते" ઔદાર્ય સૌંદર્ય વૈરાગ્ય નિરંતર સુપ્રસન્ન એવા બાપજી શ્રીના જે પુણ્યશાળી જનોને દર્શન સમાગમ થયા હોય તેજ આ ગુણોને જોઈ શક્યા હોવા જોઇએ જીવનમુક્ત પુરૂષ એવાજ હોય–તેમનામાં દયા શાંતિ, શૌચ, મંગળ અકાર્પણ્ય, અહીંસા, અનાયાસ અને અસ્પૃહા આ ગુણો સ્વભાવસિદ્ધ હોય છે. (૩૬)

आर्द्रं ज्वलति ज्योति रहमस्मि

ज्योति र्ज्वलति ब्रह्माह मस्मि

योह मस्मि ब्रह्माह मस्मि

अहं मस्मि ब्रह्माह मस्मि

अह मेव महंमां जुहोमि स्वाहा

આર્દ્ર જ્યોતિ (ચંદ્રમંડળની શક્તિ) તે હું છું.

શળગતું જ્યોતિ બ્રહ્મ (આદિત્ય મંડળની શક્તિ,) તે હું છું.

(મારામાં આવી સ્ત્રીની અને પુરૂષની એવી બે મુદ્રાઓ છે) પરંતુ જે હું (પત્નિરૂપ) છુ તેજ (પતિરૂપ) બ્રહ્મ હું છું.

(પતિરૂપ) બ્રહ્મ (પત્નિરૂપ) હું છું મારા નાના અહંને પત્નીભાવને મોટા અહંમાં (પતિભાવમાં) હું હોમું છું અને તે હોમ વડે મારા સમરસ સ્વરૂપને બોલાવી તેની પ્રતિષ્ઠા કરૂં છું (સ્વાહા=સ્વરૂપમાં સારા ભાવથી બોલાવી સ્થિતિ કરવી.)

આ મંત્ર ધ્યાન યોગવડે અગસ્ત્ય અને લોપા મુદ્રા સામ રસ્ય પ્રકટાવી સ્થિર ચિંત્તામણીને ધારણુ કરનારાં થયાં.

મર્યાદાવાળા અહં જ્યોતિનું અમર્યાદ બ્રહ્મ જ્યોતિમાં વિલાવવું. (૩૭)

દેહ સંબંધમાં ભય ચિંત્તા ધરવી=પ્રાપ્ત વિવેકને યોગ્ય નથી. બ્રહ્મચિંત્તન કરતા પ્રસન્ન હશોજ. (૩૮)

તમારૂં પત્ર મળતાં અત્યંત પ્રસન્નતા થઇ છે. તમે લખો છો, તેમ સાચું જ્ઞાન થાય છે ત્યારે તેને અનુસરીનેજ સઘળી પ્રવૃત્તિ થાય છે તેથી પ્રવૃત્તિનો પ્રકાર એ જ્ઞાનની યથાર્થતા તથા દૃઢતાનું જ્ઞાપક ચિન્હ છે જ.

કર્તવ્ય માત્ર એ જ્ઞાનને અનુકૂળ સામગ્રી એટલે કે ચિત્ત શુદ્ધિને માટેજ છે. (૩૯)

વસ્તુ માત્રમાં વૃત્તિને ફેરાવી સ્વરૂપ ચમત્કૃતિને જોનાર આપ જેવા તત્વ નિષ્ટને લોક શી રીતે ઓળખે. ! !

આપ સત્વર પધારશો ત્યારે વિશેષા-નંદની કળા જાગશે.

સત્ય જ્ઞાન માયા મળની નિવૃત્તિ કરેછે.

કાર્માણ્ય (કર્માશયના) તપ વડે નિવૃત્ત થાય છે.

અણુમળ=તત્વ જ્ઞાન વડે નિવૃત્ત થાય છે. (૪૦)

શ્રીકૃષ્ણે જે બ્રહ્મભાવના વડે સ્વરૂપા-વસ્થાન કર્યું તે.

अक्षित मसि
अच्युत मसि
प्राण सं सित मसि

## ભાવાર્થ.

૧ તું ન ખૂટે એવા રસરૂપ છું.

૨ ન ખૂટે એવો રસરૂપ છું.

૩ પ્રાણુથી સુક્ષ્મ ભરેલા રસરૂપ છું સર્વ નાડીમાં. (૪૧)

ક્લીં=ક આરંભક લ અંત માત્રીકા ઇકાર વડે મકાર શિવ બીજ પ્રાણ અર્પે છે. ગ્લૌં=બીજ ગણપતિ બીજ છે. ઉમાના મેલને અવગુંઠીકરણ વડે બનાવી. તેમાં ઔં પ્રાસાદવડે પ્રાણ ઉપજાવી. પછી મસ્તક છેદાતાં હસ્તીનું મસ્તક સ્થાપ્યું તેથી વિઘ્નેશ્વર મટી વિઘ્ન વિનાશક થયા. ઔં એ માયા રૂપ શુંઢનાં બે નસકોરાં વડે કલ્યાણ અર્પે છે વારાહી વિદ્યા કે જે પૃથ્વીને જળમાંથી વરાહ ભગવન બહાર લાવ્યા તે. (૪૨)

## ષડંગ ન્યાસ.

હૃદયાયનમઃ ! હૃદિઅયં વૃત્તિ જોડવી.

શિરસેસ્વાહા ! સુશુમ્ણરશ્મી ,,

નેત્રત્રયાય વૌષટ્ ! દીપ્તીવાળુ ,,

શિખાયૈવશટ્ ! તેજસ્વી.

કવચાયહુમ્ ! તેજોમય દેહ કરવાનો ભાવ !

અસ્ત્રાયફટ્ ! બળ કે જે અનિષ્ટ નિવૃત્તિ દિગ્બંધ કરતાં રક્ષણ મર્યાદા.

બ્રહ્મદૃષ્ટિ=સર્વત્ર બ્રહ્મ તત્વ જોવું.

ઇશ્વરદૃષ્ટિ=મહેશ્વરથી આરંભી બ્રહ્માંડ વ્યવસ્થા. એ બે દૃષ્ટિ વડે સર્વ છે. (૪૩)

હૃય=આકાશ અને વાયુના બીજ એ ઉભય બીજકો એ નશકોરાં વડે હય પ્રાંતે અશ્વિનીકુમારોને તેમના પ્રાણ અને બુદ્ધિમાં બ્રહ્મવિદ્યાના રહસ્યને અર્પ્યું.

હીરણ્ય—કશીપુ=કપાસના ફળમાંથી રૂ જેમ મનુષ્યના ઢાંકણ અર્થે આવે છે તેમ સૂર્ય ભગવાન પોતાના બિંબમાંથી કીરણોવડે સૃષ્ટિને જીવન આપે છે.

વિદ્યા=વિવિધ વાસના જાળને કાપે છે તે વિદ્યા.

બુદ્ધિરૂપ આકાશ તેમાં અહં રૂપ ગુફા માં—હું રૂપે બ્રહ્મતત્વ પકડમાં આવે છે. (૪૩)

પામર વિષયીને સુખદુઃખનો સિદ્ધ ભોગ હોય છે.

મુમક્ષુને ભોગાભાસ હોય છે. મુક્તને દુઃખાદિનો ભોગ થતો નથી.

સૂર્યની ચેષ્ટા ધ્યાવા પૃથ્વીપર જોઇ—ઇશ્વરનું ભાન ન થયું તો બીજાથી શું થનાર છે ! (૪૪)

દેહની ઉત્પત્તિ અને અંદરની સામગ્રી જોઇ વિરામનું ભાન ન થયુ તો અન્ય બીજાથી વિરાગ શું થાય ?

| | |
|---|---|
| અવિદ્યા | વિદ્યા |
| અસ્મીતા | શુદ્ધ અસ્મીતા |
| રાગ | વિરાગ |
| દ્વેષ | ઉપેક્ષા |
| અભિનિવેષ | અભય અથવા મૃત્યુ ભય નહી તે. |

સુવિચારા
સાસ્મિતા
સાનંદા

મૂળ બ્રહ્મ પીઠ ત્યાંથીજ આનંદ ઉપજાવો. (૪૫)

આપણા જવલંત આધ્યાત્મિક ઉત્કર્ષ નિમિત અનેક શુભેચ્છાઓ તથા પ્રાર્થનાઓ સ્મરણુ થાય છે.

હૃદય સરોવરનાં આત્મ મોતી આપ નિત્ય ગ્રહણુ કરો છો. લૌકિક હંસ ન છતાં આપ સાચા હંસ છો. લૌકીક હંસ કરતાં આપનું સામર્થ્ય સવિશેષ છે તો અનેક જનોને આપ તે મોતીની લ્હાણી કરો. તદર્થે તો આવા આવા પ્રસંગો નિસર્ગ દેવી લાવી મૂકે છે. તો તે મનોહર મોતીની માળાઓથી અનેક હૃદયો વિભૂષિત થાઓ. આપ્ત કામ આત્મકામ, અને અકામ થઇ

રહેલી તમારી વૃત્તિને મૂળથીજ પ્રાગટ્ય કે કરતવ્ય રહ્યું નથી તેથી જે જે સમયે એક ઇષ્ટ સત્તા જે પ્રવાહ આણે તેના દ્રષ્ટા પદે એ સ્થિત થઇ રહી છે અને તેમાં છતાં પર હિત પ્રવણતાના સ્વભાવાનુસાર સતત પર હિતને સાધવામાંજ તત્પર રહે છે તેથી એજ કાર્ય આ નવીન વર્ષમાં સત ગુણ વેગથી થતું રહે અને સર્વ સાધકોની તથા ઇતરજનોનાં કલ્યાણ સધાતાં રહે એજ ઇષ્ટ પ્રતિ યાચતાં તમારા પુણ્ય વિશુદ્ધ સ્નેહાંકિત સંકલ્પોજ અમારા સર્વનું હિત સાધતા રહ્યા છે. તેથી તે શુભો સંકલ્પોની વૃદ્ધિ થતી રહે એ પ્રાર્થના છે. (૪૫)

આકાશ તત્વ પ્રકાશ વાળું છે તેમાં આનંદ ન હોત તો કોઇ જીવવાની ઇચ્છા કરતજ નહીં.

અગ્ની એ બ્રહ્મનું પ્રતિક છે ઋગ્વેદ ગામી છે જાતવેદ જેનાથી જ્ઞાન થાય છે તનુ ન પાત જેના અસ્તિત્વથી શરીર પડતું નથી. ત્રિપુર=સ્થૂળસુક્ષ્મ કારણ શરીર

ભૂ લોકોનો દેવ અગ્ની અંતરીક્ષ ભુવરનો

**વાયુ સ્વર્ગ સૂર્ય.**

ચિતિ ચેતન ચિત્

બ્રહ્માનંદ નિજાનંદ વિષયાનંદ

ચિદાકાશ, ચિત્તાકાશ, ભૂતાકાશ.

ભૂતાકાશ, ચિત્તાકાશ, અને ચિદાકાશ, એ સંબંધમાં તમે લખ્યું છે. તે તમારા સમજવા પ્રમાણે બરાબરજ છે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા પ્રતિ વૃત્તિને ઉતારવા શાસ્ત્રની નાના વિધ યુક્તિમાંની આ એક યુક્તિ છે. તે જેમની વૃત્તિ આત્મતત્વને સ્પર્શ ન કરેલો હોય. તો તેને માટે ઉપયોગી હોય છે. તમારા જેવા મહાત્માની વૃત્તિતો નિરંતર એ તત્ત્વમાંજ રમણ કરી રહેલી હોય છે તેથી એ શબ્દ જાલ ત્યારપછી એક વિલાસ માત્ર છે એમ હું સમજુ છું.

શ્રી ઈષ્ટ શ્રીના અનુગ્રહથી અને આ આ વખતે + + તમારો પૂજ્ય આશીર્વાદ ગ્રહણ કરી અને તે આશીર્વાદના બળે. પ્રેકટીશ છે એમ જણાય છે શ્રીઇષ્ટ સત્તા સર્વ કર્મ ફળદાત્રી છે તે સ્થાપિત નિયમાનુસાર સર્વનું હિત સાધતી જાગ્રત છે. (૪૭)

દહરોપાસના તમો લખો છો તે છાંદોગ્યપનિષદમાં પ્રસિદ્ધ છે તેમજ આત્મ કામ થયા વિના આપ્ત કામ થવાતું નથી એતો વેદાન્તનો સિદ્ધાંતજ છે. અકામ. આત્મકામ. અને આપ્તકામ. એ ત્રણ ક્રમવારની ભૂમીકા છે. તેનું ઉપાસનાને માટે ખાસ કરતવ્ય હોય એવું મને લાગતું નથી. વેદમાત્રમાં પ્રતિપાદન કરેલી ઉપાસના સર્વ સાધારણ ઉપાસના છે. તેમાંથી અથવા અન્ય જે શ્રી સદ્‌ગુરૂશ્રી અધિકાર જોઇ પ્રબોધે છે તેજ ઉપાસનામાં ખાસ કરતવ્યતા રહે છે અને તે સિવાયની ઉપાસનામાં અથવા કર્મોમાં સામાન્ય કરતવ્યતા રહે છે તેથી એ અથવા અન્ય આચારમાં મૂકવી હોય તો એમાં કઠીનતા નથી. કેમકે એ સર્વ ભાવનારૂપ ધારણારૂપજ છે અને તે બધામાં ધ્યાનની દશા પ્રાપ્ત થાય છે (૪૮)

આજ પ્રાતઃકાળે, સંધ્યામાં બેઠો હતો તેજ સમયે તમારો તાર મળતાં + + દેહોત્સર્ગ પુર્વક ૭૦૮ શરણમાં સમન થએલું જાણી સ્વભાવથીજ વૃત્તિ અત્યંત ખિન્ન થઇ તેમની પ્રકૃતિના સમાચાર જાણવા હમણાંની વૃત્તિ વિશેષ આતુર રહેતી. આજે તમારા

તરફથી પત્રની આશા રાખી હતી. તાર દ્વારા પરિણામ જણાતાં સર્વને અત્યંત ખેદ થયો અને તેમના સ્મરણ પૂર્વક યદ્યપિ થયા કરે છે લોક દૃષ્ટિથી જોતાં તમારા અંતઃકરણ ઉપર વજ્ર ઘાત સરખો આ એક પ્રસંગ આવ્યો. જગત જેને ઉત્તરાવસ્થા કહી દુર્બળતાની અવસ્થારૂપે જણાવે છે તેવા સમયમાં આવો દુર્ઘટ પ્રસંગ બહુ અસહ્ય મનાય એમ પણ, લોક દૃષ્ટિ કહે છે.

પરંતું તમે કે જે આ સંસારને તેના સમગ્ર કાર્ય પ્રપંચ સહિત મિથ્યા માન્યો છે, એટલુંજ નહિ પરંતુ અનુભવી ચૂકયા છો તેના સ્વભાવથીજ સંસારની ચેષ્ટાઓથી ઉપરામ પામેલા અંતઃકરણમાં આ પ્રસંગ સંસારનું એક મિથ્યા સ્વપ્ન હતું એ શિવાય અન્ય શું સ્ફુરાવી શકે ?

તમે કે જેમણે પ્રાણી પદાર્થ માત્રના થતા રૂપાન્તરને વિનાશરૂપે જાણ્યું નથી પરંતું તેને સ્થિત્યંતરરૂપે સમજી વસ્તુતઃ સર્વના એક અવિનાશી તત્વ સાથેજ દૃઢ સંબધ બાંધ્યો છે તેમને આવા પ્રસંગમાં વિનાશીપણાના ભાનથી વૃથા શોક થાયજ શી રીતે ?

તમે કે જેમણે ધ્યાનાદિ દ્વારા એક અવિચ્છિન્ન અવિક્રિય સ્વરૂપનેજ સર્વત્ર વિલસતું અનુભવ્યું છે. અને વિનાશાદિ ધર્મોનો જ્યાં કેવળ અભાવ જોયો જાણ્યો છે ત્યાં કયા નિમિત્ત વડે અને કેવી પ્રકારે આવો પ્રસંગ અંતઃકરણમાં અજ્ઞાની જીવોની પેઠે કોઇ પ્રકારનો સ્થાઇ ક્ષોભ ઉપજાવી શકે ?

તમારૂં અંતઃકરણ કે જે સર્વ પ્રકારના સદ્ વિચારના પારને પામી એ નિશ્ચય દૃઢ-પણે કરી ચૂકયું છે કે આ વિશ્વમાં ગમે તેવો વ્યતિકર આપણને કશી હાની ઉપજાવવા સમર્થ નથી. તેમ સર્વ વ્યતિકર ઈશ્વરાનુગ્રહ બળથી આપણાં હિત સાધકજ થાય છે. તેવા અભેદ્ય કિલ્લા જેવા તમારા અંતઃકર-ણમાં આવો પ્રસંગ શી રીતે વ્યામોહ પ્રકટાવવા સમર્થ થાય ? "ભલેને બ્રહ્માંડ આ અડગડે અડવડે અવનિને આભરે અખંડ આનંદમય રાજ્યમાં નાવે હાની કે લાભરે" એ ઈષ્ટ વચનના હાર્દને જેણે ચરિતાર્થ કર્યું છે. એવા તમારા હૃદયમાં આ વ્યતિકર વસ્તુતઃ કેવી રીતે વિક્ષેપ કરી શકે ? જે સદ્વિચાર સનિશ્ચય અને અનુભવના બળે મંગળ શેઠે પોતાના પુત્રને શરીર ત્યજતો

કોઈ લેશ પણ ખેદ વા સંકોચનો ભાવ તેમના અંતઃકરણમાં પ્રકટ્યો અનુભવ્યો ન હતો. તે સર્વ સામગ્રી ઇશ્વરાનુગ્રહથી તમને બળવાન પ્રમાણમાં પ્રાપ્તજ હોવાથી તમારા અંતઃકરણને મંગળ શોક કરતાં ન્યૂન બળવાળું કલ્પવું એ તમારા વાસ્તવ સામર્થ્યની અવગણના કરવા શિવાય બીજું શું છે ?

તમારૂ અંતઃકરણ કે જે શુદ્ધ સાત્વીક અંશથી સભર છે. તમારૂં ચિત્ત કે જે અખંડ તત્વ ચિંતનમાં રમી રહેલું છે. તમારી બુદ્ધિ શક્તિએ જ્ઞાનનાં ઉંચામાં ઉંચા સ્વરૂપ અને નિશ્ચયને પોતાનામાં આરૂઢ રાખ્યા છે. તમારા મને સંસારની નિઃસારતાને ઉંડાણથી અનુભવી છે. ઉત્કૃષ્ટ પ્રજ્ઞાવડે તમે સ્વરૂપને સર્વત્ર વિલસતું જોવા જાણવા સમર્થ થયા છો વૃત્તિવડે તેનાથી અભેદને અનુભવતા રહ્યા છો અને હૃદયના ભાવોને નિરંતર ઇષ્ટેચ્છાને આધિન રાખ્યા છે. તેમને હવે એવું કયું સ્થાન છે કે જ્યાં આવા પ્રસંગો પ્રબળ શોકાગ્નિ પ્રકટાવી શકે ? કોઈજ નહીં.

પૂજ્યશ્રીનો આપણને એ નિરંતરનો ઉપદેશ છે કે વ્યવહારમાં રહેવા છતાં વ્યવ-

કાર માત્રથી પ્રકટતા હર્ષ શોકાદિ વિકારી ભાવોથી અલિપ્ત રહેવું તમે કે જેમણે પોતાના જીવનમાં આ ઉપદેશને ઉતાર્યો છે તેમને આવા પ્રસંગે સમાધાન માટે કંઈ પણ લખવું એ નિષ્પ્રયોજનજ છે.

"જ્યાં જ્યાં ધરીએ કાન ડંકા સુણીએ કાળનો
શીદ જઈ વસીએ રાન વેષ ધરી કંગાળનો."

આ નિશ્ચયને અંતરમાં આરૂઢ રાખનાર આપણે વસ્તુત કસાથી ભય ન પામતા કે કશાયથી વિકલ ન થતાં અડગપણે રહી પ્રાપ્ત પ્રસંગને શુદ્ધ જ્ઞાનવડે મિથ્યા જાણવાનો છે.

તમારા અંતઃકરણમાં સમાધાન વિશે શંકા છે જ નહીં જેથી તે સંબંધી કાંઈપણ લખવું નિષ્પ્રયોજન છે.

તમારૂં પુત્રત્વ પામી અને ઇષ્ટનું શરણ સાધી ++ એમણે પોતાનું શ્રેય સિદ્ધ કર્યું છે જેથી તત્સંબધી તો કશું ચિંતન રહેતું જ નથી સર્વને સમાધાનમાં સ્થાપશો હૃદયને વજ્રવત કરી એજ નિશ્ચય રાખશો કે

"દુઃખ પડી પડીને શું પડવાનું
માન્યું છે ત્યાં લગી નડવાનું
સદ્ વિચારે નથી ટરવાનું"(૪૯)

સર્વ શુભાશુભ ધર્મથી પરબ્રહ્મમાં સદોદિત આત્મ:ભિમાનવાળા પ્રિય શ્રી.

આપનું પત્ર તથા પુસ્તક પહોચ્યું છે પુસ્તક વાંચી ગયો છું લેખક બાઇની શુક્ષ્મ-ભૂમિકાની અનુભુતિ ઊંડી જણાય છે. તે બાઇની શ્રદ્ધા ક્રાઇસ્ટ ઉપરની અપૂર્વ છે—અને તે વડે તે પોતાના આંતર પડદા ઘણા ઉપાડી શકી જણાય છે. તેના છેવટના નિશ્ચયો લક્ષમાં રાખવા લાયક નિચેના છે.

(૧) જન્મ મૃત્યુની પરંપરા સિદ્ધ છે પરંતુ મૃત્યુ વસ્તુતઃ સતત જીવનના નાટકનો એક પડદો છે. અને નાશ નથી.

(૨) જગત તંત્ર ચલાવનાર પરમેશ્વરની સત્તા છે અને તે તટસ્થ ઇશ્વર નથી. પરંતુ અંતર્યામી પ્રભુ છે.

(૩) આત્માવસ્તુતઃ પુર્ણતત્વ છે પણ પ્રતિબદ્ધ શક્તિવાળો છે તેનો આવિષ્કાર પ્રત્યેક પ્રાણીએ કરતવ્ય છે.

(૪) જેવી ભૌતિક સૃષ્ટિ છે તેવી તૈજસ સૃષ્ટિ છે. અને તે પરસ્પર ગુંથાયેલી છે તેથી જેઓ ભૌતિક સૃષ્ટિથી પર જઇ શકે તેઓ તૈજસ સૃષ્ટિમાં અથવા સુક્ષ્મ ભુમિકાના દ્રવ્યના વ્યતિકરો અનુભવિ શકે

છે. ભૌતિક સૃષ્ટિના પરભાગમાં રહેલી તૈજસ સૃષ્ટિમાં ભૂત વ્યતિકરોની છાયા અને ભવિષ્યના વ્યતિકરોની આગાહી અનુભવાય છે

(૫) ભૂલોકના જીવન સમયે પણ ભુર્વભેદી થવાય છે. આ નિશ્ચયો મેં આપણી પરિ ભાષામાં ઉતાર્યા છે અને બાઇના અનુભવો આપણાં દૃષ્ટિબિંદુથી કોઇ રીતે નૂતન નથી. તો પણ તે અનુભૂતિના પ્રકારની ચમત્કૃતિ ઘણી છે.

આવા સ્વપ્ન સૃષ્ટિના અનુભવો આપણામાંના ઘણાને થયા છે. મને પણ થયા છે અને તે પ્રમાણુ ભૂત નિવડયા પણ છે. પ્રિયબાઇ! આપણા સત્શાસ્ત્રમાં તો એટલે સુધી કહ્યું છે કે ઘરના નિધિ ઉપર અખંડ આપણે ચાલીયે તો પણ ભીખારી રહીએ તેમ રાત્રી દીવસ બ્રહ્મલોકમાં નિવાસ કરતાં છતાં તેમાં હરતા ફરતા છતાં આપણા ભૂ લોકના શોક મોહ જરા મરણાદિ દ્વંદ્વોથી હણાઇએ છીએ !!!

આપણે સત્ય કામ છતાં અનૃત વડે હણાયલા પોતાને અનુભવીએ આથી અધિક અજ્ઞાન શોચનીય કયું હોય! (૫૦)

આપણો નિરોધ વિદેહ અથવા પ્રકૃતિ લીન પુરૂષોનો નથી તેવા લયમાં સ્થુળ દેહ વિના અને ઇન્દ્રિયાદિને અધીન રહ્યા વિના શક્તિ બળ મળે છે પરંતુ તે લયને આપણા પ્રાચીનો ભવ પ્રત્યય એટલે સંસારના પુનઃ ઉદય કરનાર બીજ ભૂત લય કહે છે. આપણો લય અથવા નિરોધ ઉપાય પ્રત્યય જોઇએ એટલે શ્રદ્ધા સમાધિ અને પ્રજ્ઞાપૂર્વક થવો જોઇએ. આ આપનો નિરોધ હાલનો ભવ પ્રત્યય થયેલો જણાય છે. અને ઉપાય પ્રત્યય પણ પલટાવા સંભવ છે.

જે યોગ, સ્પર્શની અપેક્ષા રાખે તેના કરતાં અસ્પર્શ યોગ ચઢીઆતો છે. ભૂત અને ભૌતિક વ્યતિકરોનો સ્થૂળ સૃષ્ટિનો યોગ ચિત્ત અને ચૈત્ય વ્યતિકરોનો સૂક્ષ્મ સૃષ્ટિનો ભોગ મારા અભિપ્રાય પ્રમાણે સ્પર્શ યોગ છે. કેમકે તેમાં ઇન્દ્રિય અને સ્થૂળ પદાર્થનો મન અને મનો આત્માનો સંયોગ થાય છે પરંતુ તૈજસ ભૂમિકા ઉપરનો અર્થાત સ્વભૂમિનો યોગ અસ્પર્શ સંજ્ઞાવાળો છે ભૂભેદી અને ભુવર્ભેદી યોગીઓ સ્પર્શ યોગીજનો છે. પરંતુ સ્વર્ભેદી યોગીઓ અસ્પર્શ યોગીઓ છે. તે ભુમીકાને સિધ્ધો સત્યલોક કહે

सदा पश्यन्ति सूरयः दिवीव चक्षु राततम् એ શ્રુતિ વર્ણવે છે જેમ નિનિમેષ નેત્ર વડે પદાર્થ અનાયાશે જણાય તેવા અવ્યાકૃત પદના અર્થાત સ્વર્લોકના કારણ આ વ્યતિકરો વિષ્ણુપદમાં શંખ ચક્ર ગદા જેવા અંકાયલા અસ્પર્શ યોગીઓ જોઇ શકે છે આ દ્રષ્ટિ સર્વની ઉઘડતી નથી એ ખરૂં છે પરંતું બંધનેત્રવાળાં કુર કુરીયાં પોતાની આને કોઇ વિલક્ષણ દ્રષ્ટિની ઝાંખીથી પારખી કાઢે છે. તેવી ઝાંખી ઉપાસકોને થઇ શકે છે. (૫૦)

આ વ્યવહાર જ્યાં સુધી લોક વાસના છે ત્યાં સુધી ધર્મ્ય છે। નિષિધ તો નથીજ તિવ્ર વૈરાગ્ય હોય અને ઉપરતિ સેવવા નિશ્ચય હોય તો આ વ્યવહાર પ્રયોજન વિનાનો હોવાથી ત્યાજ્ય છે.

પરમાર્થ દ્રષ્ટિથી લોકહીત ઇશ્વર દ્વારા થાય છે. જોકે મનુષ્યો નિમિત તો થાય છે.

જેમ સ્વભાવ સિદ્ધ પ્રજ્વલીત અગ્ની ધુમથી આવૃત થાય તેમ નિરામય ચૈતન્ય જ્યોતિ વ્યાધિમય ધુમથી ઢંકાય છે. પરંતુ ધુમ અગ્ની જન્ય છે. તેમ શરીર પણ અજ્ઞાનજન્યછે.

બ્રહ્મનોજ—અક્ષરનોજ ક્ષર પર પોટો છે પ્રાણીઓ તેને સ્થાઇ પદાર્થ માને છે. પણ તેના આત્મભૂત બ્રહ્મભાવને જોતા નથી સભર ભરેલા બ્રહ્મતત્વમાં નિમગ્ન રહેનાર આપ નિજાનંદ લહરિથી પૂર્ણ રૂપે હશોજ. (૫૧)

